# વિદ્યાવિનય.

દુર્ગાશંકર વિ. દયાશંકર.
ત્રિપાઠી.

કિમત બાર આના.

અમદાવાદ "આર્યોદય" પ્રેસ.

ખાસ વિદ્યાર્થીઓને માટે

તદ્દન નવીન.

# વિદ્યાવિજય.

અથવા

## ફતેહખાનની ફજેતી.

એક અંકી ફારસ.

પ્રગટ કરનાર,

કૃપાશંકર વિ. દયાશંકર, ત્રિપાઠી.

ભુજ-આલ્ફ્રેડ હાઇસ્કૂલનો વિદ્યાર્થી.

ગીતિ.

વિદ્યા વિનયજ દે છે, વિનયથકી જન સુપાત્રતા પામે;
પાત્રપણે વિત પામી,-ધર્મ સુધર્મે સદાય જસ જામે.

અહમદાબાદ,

આર્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૫. ઇ. સ. ૧૮૯૮-૯૯.

કિંમત ચાર આના.

# પ્રસ્તાવના.



ઇંગ્લિશ સ્કૂલના વિદ્યાર્થીઓ પારિતોષકના મેળાવડા સમયે કાંઇક નાટક, સંવાદ ઇત્યાદિ ભજવી-બોલી સભાસદોનાં મનરંજન કરી પાત્રે મેળવેલું ભાષાજ્ઞાન, ઇત્યાદિ બતાવી જોનારને શાળાની સ્થિતિનો કંઇક ખ્યાલ આપી શકેછે તેવીજ રીતિનું સાધન ગૂજરાતી શાળાના વિદ્યાર્થીને આપવાનો આ મારો પ્રથમ પ્રયાસ છે. તેના પ્રથમ ભાગ તરીકે આ નાનકડી ચોપડી પ્રગટ કરૂંછું તે જો વાંચકવર્ગને અને સર્વે વિદ્યાર્થી ભાઇઓને પ્રસન્ન આવશે તો બીજા સંવાદ ઇત્યાદિ મારી પાસે છે તે સેવામાં રજુ કરીશ. માટે આ વિષે સુધારા વધારાના અભિપ્રાયો કૃપાથી લખી મોકલશે તેનો આભાર સાથે સદ્‌ઉપયોગ કરવામાં આવશે. એમ મારી સર્વે વાંચનારને વિનતિ છે.

મારા તીર્થરૂપ પિતાજીની સાથે મારે વિકેશનમાં ડિસ્ટ્રીકટમાં જવું થતાં કચ્છની કેટલીક શાળાઓ તથ મહેતાજીઓને મળવું થતાં ઇનામના મેળાવડા પ્રસંગે બોલાવવાને કેટલીક સારી કવિતાઓની તેમને અપેક્ષા દીઠી આવી હતી એટલે આના છેવટ ભાગમાં શ્રીમન્ કચ્છ ભૂપતિ "શ્રી ખેંગાર યશોદ્‌ગાન"ની મારા પિતાશ્રીની રચેલી પ્રસ્તાવિક કવિતા પણ આપવામાં આવી છે.

આશ્વિન દીપોત્સવી
સંવત્ ૧૯૫૫.



કૃપાશંકર દયાશંકર
ત્રિપાઠી.

# अर्पण पत्रिका.

પરમપૂજ્ય તીર્થરૂપ

રા. રા. દયાશંકર શામજી ત્રિપાઠી.

પ્રાંત કચ્છના ડેપ્યુટી એ. ઇન્સપેક્ટર સાહેબ.

પ્રિયવર્ય પિતાજી!

દરેક પુત્રપર તેના પિતાના કેટલા આભારો
હોય છે, તે કંઇ સુજ્ઞોને સમજાવવા
પડે તેમ છેજ નહિ. તેમ
હું હજુ વિદ્યાર્થી
અવસ્થામાં
હોતાં
આપના
સિવાય કોઇ અન્ય મહાત્માઓના વિશેષ
આભાર વ્હોરી લેવાની જરૂરિયાતમાં
આવ્યો નથી. તેથી આ મારો પ્રથમ
પ્રયાસ આપનેજ અર્પણ કરવાનું
ઉચિત ધારૂં છું.

ભુજનગર.
તા. ૩૦-૧૧-૯૮.

હું છું.
આપનો પૂર્ણાભારી પુત્ર
કૃપાશંકર.

૭૦૨૩

# વિદ્યાવિજય.

અથવા

## ફતેખાંની ફજેતીના

## ફારસનો પ્રોગ્રામ.



### મંગળાચરણ.

(૧) બધાં પાત્રો મંગળાચરણની કવિતા બોલે છે.

### રંગભુમિમાં પ્રવેશ.

(૨) સૂત્રધાર અને વિદૂષક સંવાદ કરીને ફારસ શા વિષયનો છે, તે સમજાવે છે; ત્યાંથી ફારસની શરૂઆત થાય છે.

### પાદશાહની કચેરી.

(૩) પાદશાહની કચેરીમાં દિવાન, પંડિત, ફતેખાં, સેનાપતિ, બે શિરસ્તેદારો, અને વિદૂષક વગેરે હાજર થાય છે. પાદશાહ પોતાની ઇચ્છા દેખાડે છે કે–અભણ અને વિદ્વાનની હુશિયારી મારે જોવી છે. ત્યાં દિવાન વિદ્યાની પ્રશંસાગા બોલે છે, પંડિત તેને ટેકો આપે છે; પણ અભણ સેનાપતિ ફતેખાં સહન ન કરી શકવાથી પોતાની અને દિવાનનીજ પરીક્ષા કોઇ કામ સોંપી કરવા અરજ કરે છે. તે

મુજબ પાદશાહ તેને બાર મહિનાની મેહેતલ દે છે. એટલે કચેરી બરખારત થાય છે.

### ફતેખાંનું ઘર.

ફતેહખાં પોતાને ઘેર કચેરીમાં બહુ મોટી શરત કરવા માટે પહેલો ફિકરમાં પડે છે, ને પછીથી હિંમત પકડી નિશ્ચય કરે છે કે મારે હૈદ્રાબાદમાં જવું. કારણ કે ત્યાં મારી ઓળખાણ ઘણી છે માટે ત્યાં જઇને આપણે વ્યાપારમાં સરસાઇ કરવી.

### દિવાનનું ઘર.

દિવાન પોતાના શિરસ્તેદાર વસંતરાયને પૂછે છે કે ફતેહખાંની કંઇ ખબર છે ? તે ઉપરથી તેના હૈદ્રાબાદ જવાની ખબર વસંતરાય આપે છે, એટલે દિવાન પણ પોતે ત્યાં જવાનો નિશ્ચય કરે છે. વસંતરાયને સર્વ તૈયારી કરવા વરધી આપે છે. ફતેહખાને સજજડ હાર ખવડાવવાનો ઠરાવ કરી પરમેશ્વરની પ્રાર્થના કરી કૂચ કરી જાય છે.

### હૈદ્રાબાદમાં ફતેખાંની વખાર.

ફતેહખાં હૈદ્રાબાદમાં પોતે કેવી પ્રતિષ્ઠા જમાવી છે; તેનો ઇશારો કરી પોતાના મુનિમ નવલકિશોરને વરધી આપે છે કે આજથી આપણે દરિયામાં દરરોજ બે ગાઉ સેલ કરીશું. તેથી કોઇ પરદેશી વ્યાપારીનો માલ લેવો સુગમ થશે. તેના એ વિચારને નવલકિશોર ટેકો આપતાં નક્કી કરે છે તે મુજબ તે સેલ કરવા નીકળે છે. ત્યાં

## દરિયામાં.

• દિવાન, જે કસ્તુરચંદનું નામ ધારણ કરી વેષ બદલી કસ્તુરીનું વહાણ ભરી આવે છે તેની મુલાકાત થાય છે. અને એકબીજાની મુલાકાત થતાં કસ્તુરીનો સોદો ફતેખાં કરે છે. તે એવા કરારથી કે-આ દુનિયાના તમામ ઝવાહિર સોના, રૂપાં, મોતી, માણેક, આદિ સિવાય બીજી જે જણસ કસ્તુરચંદ માગે તે કસ્તુરી બરોબર આપવી.

## સ્થળ—ફતેખાંની વખાર.

કેટલીક મુદત પછી દિવાન પોતાના કરાર મુજબ કસ્તુરીને બદલે આકડાની ભેંસનો કપાસ માગે છે. (ત્યાં આકડાનાં ઝાડ ન હોવાથી) ફતેખાં તકરાર કરે છે કે એવો કરારનો અર્થ નથી. તકરાર વધી પડતાં ફતેખાં તેને હૈદ્રાબાદના પાદશાહ પાસે તેડી જાય છે.

## પાદશાહની કચેરી.

કસ્તુરચંદની અરજ સાંભળી સેનશાહ ફતેખાંની હકીકત પૂછે છે અને પછી કરાર વાંચી તેને કપાસ આપવાનો અગર નહિ તો વ્યાપારીના ગુલામ થવાનો ઠરાવ ફતેખાને અમલમાં મૂકવાનું હુકમનામું સંભળાવે છે. એટલે ભોંઠો થઇ જાય છે. ત્યાં વિદૂષક તેને દિવાનની ઓળખાણ આપે છે.

## ફતેખાંનું ઘર.

પોતે અફસોસ કરે છે, એટલે વિદૂષક તેના ઉપરથી બીજાને શીખામણ લેવા બોધ કરે છે, અને ફતેખાં દિલગીરીમાં આપઘાત સુધીના વિચાર કરે છે. ત્યાં નવલ-

કિશોર બાવીની પ્રબળતા માટે તેને બોધ કરે છે, અને ધીરજ રાખવા ભલામણ દે છે, અને ફતેખાં શાંતિ પકડે છે.

### સ્થળ—દીવાનનું ઘર.

દીવાન પોતાની જીત માટે પ્રભુનો આભાર માની પોતાના દેશ તરફ ફતેખાંને લેઇ જાય છે.

### સ્થળ—પાદશાહની કચેરી.

ફતેખાં પાદશાહને સઘળો અહેવાલ સંભળાવી પોતાની મૂર્ખાઇ કબૂલ કરે છે, એટલે પાદશાહ વિદ્યાના ફાયદા બતાવીને તેની બધાને જરૂર છે, તે વગેરે સમજાવી વિદ્યા શીખવવા ભલામણ કરે છે.

### સમાપ્તિ.

બધાં પાત્રો સાથે મળી સલામની કવિતા ગાય છે.



# વિદ્યાવિજય.

## સર્વ પાત્રો.

| | | | |
|---|---|---|---|
| સૂત્રધાર. | ... | ... | .. નાટયકાર. |
| પાદશાહ... | ... | ... | ...નરસંગપુરનો. |
| ગુલાબરાય | ... | ... | ...તેનો દીવાન. |
| ફતેહખાં... | ... | ... | ...સેનાપતિ. |
| કૃષ્ણવર્મા... | ... | ... | ...પંડિત. |
| વસંતરાય | ... | ... | ...દીવાનજીનો શિરસ્તેદાર. |
| નવલકિશોર | ... | ... | ...સેનાપતિનો શિરસ્તેદાર. |
| વિદૂષક... | ... | ... | ...મશ્કરો. |
| પાદશાહ... | ... | ... | ...હૈદ્રાબાદનો. |
| સિપાઇ, ચોબદાર વગેરે... | ... | | |



# विद्याविजय.

## સ્થળ—રંગભૂમિ.

### મંગળાચરણ.

### રાગ ધનાશ્રી.

(સર્વે પાત્રો મળી ગાયછે)

“(મેલ મિથ્યા અભિમાન)”—એ રાગ.

કર વિદ્યામૃતપાન, નરતું કર વિદ્યામૃતપાન;
બાળપણે વિદ્યા જે ન ભણે, નર ગણજે, નાદાન. નર તું. ટેક.
પશું અને જન જાત મહીં તો, કહું છું કથન ધર કાન. નર. ૧
આહાર નિદ્રા આદિ દૈહિક, ધર્મો છેજ સમાન. નર. ૨
મનુષ્યદેહનું સાર્થક કરવા, મેળવજે મસ જ્ઞાન. નર. ૩
વિદ્યાજલ સીંચી બુદ્ધિનું વૃક્ષ કરો ફળવાન. નર. ૪
વિવિધ પ્રકારે મન કેળવજે નિશદિન થઈ ગુલતાન. નર. ૫
દુનિયાનાં સર્વે દ્રવ્યોમાં, વિદ્યા દ્રવ્ય મહાન. નર. ૬
અગ્નિ ચોર છેતરનારાથી, અગમ્ય એજ પિછાન. નર. ૭
દાન એ દ્રવ્યતણું દીધાથી, થાશે વૃદ્ધિમાન. નર. ૮
નથી નથી રે નથી દુનિયામાં, બીજું એજ સમાન. નર ૯
અધિક અધિક એ અમૂલ્ય રત્નનું, કર સ્નેહે સનમાન. નર. ૧૦

(સર્વે જાય છે)

# અંક ૧ લો

---

**સૂત્રધાર.**—(પ્રવેશ કરીને) અહો! સુજ્ઞ સભાસદો! આપની સમક્ષ આજે વિદ્યાની શ્રેષ્ટતા વિષે નવીન કૃતિ ભજવી બતાવવા મારો ઇરાદો છે. તેપર લક્ષ રાખવા કૃપા કરશો એમ આશા રાખું છું.

(સૂત્રધાર એટલું બોલી રહેછે કે તરત વિદૂષક પડદા પાછળથી વિચિત્ર પોશાક તથા વિચિત્ર ચાળા કરતો આવીને.)

**વિદૂષક**—ભાઇ! હુએ એક આશા રાખું છું.

**સૂત્રધાર**—(સ્વગત) અરે આ જંગલી જેવો તે વળી કયાંથી આવ્યો!

(પ્રગટ) ભાઇ તું તે શાની આશા રાખેછે?

**વદૂિષક**—મોદક અને મારા જેવા મિત્રોનીજ તો.

**સૂત્રધાર**—તારા જેવા તે કેવા? વિદ્યા ભણેલા કે મૂર્ખ?

**વિદૂષક**—અરે અમારે શું તારી વિદ્યાને રડવી છે? અમારો તો એજ સિદ્ધાંત છે કે—

"ભણુતવ્યમ્ તો બી મરતવ્યમ્,
ન ભણુતવ્યમ્ તો બી મરતવ્યમ્,
તો વૃથા માથાકૂટમ્ કિમ્ કરતવ્યમ્?".

**સૂત્રધાર**—વાહરે વાહ! આતો કોઇ ઓલિયો જણાયછે. સંસ્કૃત, હિંદુસ્તાની, અને ગૂજરાતી. ત્રણે ભાષાનો કચ્ચરઘાણજ વાળતો દેખું! વારૂ, બોલ તો તારે મિત્રો કેવા જોઇએ!

વિદૂષક—યાર ! એકવાર જવાબ ઉડાવ્યો તોપણ એની એ વાત. ત્યારે સાંભળ મારા મિત્રોનાં વખાણ:—

રાગ ઇંદ્રસભાનો.

નાનપણે નિશાળને, ગણ્યાં જમનો દરબાર;
મોજ શોખમાં મ્હાલતાં, વેંચે નિજ ઘરબાર.
હય ગાડી વાડી અને, લાડીના શોકીન;
દુર્વ્યસનોને દિલ થકી, પૂરા જે આધીન.
ખાંત ધરીને ખેલતા, ચોપટ જુગાર ખેલ;
ફક્કડ થઈ અક્કડ ફરે, ખૂબ ધરી ફૂલેલ.
તીર્થરૂપ માબાપનું, કહ્યું ધરે નહિ કાન;
શીખામણ લવરી ગણી, ધરે ઉર અભિમાન.
માર ફાડ મસ્તાઇમાં, પદવી પ્રથમ ગણાય;
કુશી ચીજો કોડથી, ખાવા દિલ લલચાય.
કાળો અક્ષર કોડથી, કૂટી મારે જેહ;
મુજ મિત્રોને મંડળે, મુખ્ય મનાયે તેહ.
નીચ નરોની સાથમાં, ખુશી રહે દિન નીશ;
દોસ્તો એવા દિલ થકી, હું ઇચ્છું હરગીઝ.
કાં સાંભળ્યું ? અમને તો એવા મિત્રો જોઇએ.

સૂત્રધાર—તું તારા સોબતી શોધેછે, તે ઉપરથી અમે તારા ગુણ સારી રીતે જાણ્યા. કારણ કે a man ia known by the company he keeps "આ મેન ઇઝ નોન બાઈ ધી કમ્પની હી કીપ્સ." એટલે "માણસની પરીક્ષા તેના સોબતીઓ ઉપરથી થાયછે." પણ વારુ તારી કાંઇ ઓળખાણ તો આપ.

વિદૂષક—અરે હુંતો મનસાપુરીના લક્ષાધિપતિ નમરશેઠનો પુત્ર થાઉંછું. પણ હા દૈવ ! પૈસો કોઇની

પાસે જાથુ બેસી નથી રહેતો. એતો કેવળ ચપળ છે. એને ભરોંસે બેસનારજ ભૂલ ખાયછે. ભાઇ તડકો છાંયો છે, તે તું કયાં નથી જાણુતો ! આપણે લક્ષાધિપાતના લાડકવાયા લાલ એટલે પંદર વર્ષના થતાં લગી તો કોઇએ નિશાળનુ નામ પણ દીધું નહિ પછી વળી નિશાળે જવાની બલા વળગી. પણ આપણે મહિનામાં ત્રણ દહાડાસરખા ગયા હોઇએ તોએ તારાજ બાપના સમ. એમ ચાલતું હતું. એટલામાં તો લગ્ન થયાં. પછી ઘેર વહુ ને નિશાળે કંઇ જવાય ! એ ધડભાગ તો મનમાં થતી હતી, એટલામાં એક રોજ મહેતાજીએ માર માર્યો કે દુખતી આંખમાં ઝોંકો લાગવાની પેઠે આપણે નિશાળને નામે મોટું મીંડું વાળી દીધું એટલે ભણવા ગણવાની માથાકૂટ મૂળમાંથીજ પતી ગઇ. વળી અક્કલ ને આપણે અઢીસો ગાઉનું અંતર, ને નામું લેખું તો કાંઇ શીખ્યા નહિ. અધૂરામાં પૂરે માવિત્રો બાલ્યાવસ્થામાં ગુજરી ગયાં એટલે વકીલ વાણોતરે, અને મારા ઉપર કહ્યા એવા સોબતીઓએ મને તો ફોલી ખાધો, અને ખાસું મજેનું દીવાળું કઢાવી દીધું. તેથી હવે તો હું પણ કોઇ મારા જેવા જીવના દુલા ધનાઢ્ય શેઠને શોધુંછું, કે તેનો સ્હડાચો પકડી હવેની જીંદગી પૂરી કરૂં.

સૂત્રધાર—અરે ભાઇ ! તારી આવી માઠી હાલત વિધાતાગર થઈ છે. આજ હું તારા તથા તારા જેવાના મિત્રોના હિતાર્થે એક ખેલ ભજવી બતાવવાનો છું. તેમાં એક વિદ્વાન દીવાને પોતાના બાદશાહની સલાહ થએલી સરત મુજબ તેના અભણ સેનાપતિને

વિદ્યાબળથી કેવી હાર અટકાવી છે તે પ્રત્યક્ષ જ- ણાશે. તે ઉપરથી ધડો લઇશ, તો સુખી થઇશ.

વિદૂષક—વારૂ ત્યારે જોઇએ એવું તે શું બતાવેછે. તે જો મને પસંદ પડશે તો હું પણ તને મદદ કરીશ.

સૂત્રધાર—સારૂં, તો તારો ઉપકાર થશે. ને વળી મન- ગમતાં મોદકનાં મિષ્ટાન્ન પણ મળશે.

વિદૂષક—(ખુશી બતાવીને) ચાલો ભાઇ ચાલો. આજે લાડવા પાક્યા.

(બન્ને જાય છે ને પડદો પડેછે.)

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.—નરસંગપુરના બાદશાહની કચેરી.

બાદશાહ પધારેછે. નકીબ પોકારેછે.

ચોપદાર—જહાંપનાહ, બંદેનિવાજ, અદાલતે નોશેર- વાં, સિતારે બુલંદ, ઘણી ખમાં, નિધાહ રખો મ- હેરબાન. ૪.

(એટલે બાદશાહ આવી તખ્તપર બેસેછે.)

પછી ચોપદાર, અને બધા દરબારી અનુક્રમે આવીને સ- લામ કરેછે, તેમ તેમ તેમનાં નામ પોકારી સલામ લેવડાવેછે. દીવાનજી આવેછે એટલે દીવાનજીકી સ- લામપે નિધાહ રખીએ મહેરબાન,—પછી ફતેહખાં, પછી પંડિત, પછી વસંતરાય, પછી નવલકિશોર વગેરે બધા આવીને ઊભા રહેછે. તેની સલામ લે- વાઇ જાયછે ત્યાં વિદૂષક આવીને બોલેછે.

વિદૂષક—જંગલના મહારાજાને ઘણી ખમા, મહેરબાન.

બાદશાહ—દીવાનજી! બિન હુકમ આદમીસેં ખબરદાર

આદમી કયસી તરાહસેં જાસ્તી કામ કરતા હય
વો દેખનેકા મેરા ઇરાદા બહોત દિનસે હોતા હય.

દીવાનજી—જહાંપનાહ ! વિદ્વાનની પાસે મૂર્ખ તે શી
ગણત્રીમાં છે ?

ક્ષત્રી કલંક કેમ લેશે રે—એ રાગ.

ખુદાવિંદ વદું વિદ્યાના વખાણ,
અરજ ઉરમાંહીં ધરો રે;
નથી વાણી મારી એવી બળવાન. અરજ
સુખ સકળનું એજ છે નિદાન, અરજ.
મહા મૂર્ખને કરેછે મહાન. અરજ.
કામધેનુ સમ ફળ દે અકાળ, અરજ.
વિદેશે લીએ માતુસગી ભાળ. અરજ.
ગુપ્ત ધરેલું અપાર એ છે ધન, અરજ.
રંકજનને બનાવેછે રાજન. અરજ.
આપી અંધને ચક્ષુ અપાર, અરજ.
વરતાવે વિશ્વે વળી જયકાર. અરજ.
પંગુજનને ઉતારે સિંધુ પાર, અરજ.
કલ્પલતા કરો અન્ય નિરધાર. અરજ.

ગીતિ.

વિદ્યા વિનયજ દેછે, વિનયથકી જન સુપાત્રતા પામે;
પાત્રપણે વિત તેથી, ધર્મ સુધર્મે સદાય જશ જામે.

તમામ શાસ્ત્રનો પણ એજ સિદ્ધાંત છે કે વિદ્યા વિનાનો માણસ પૂંછડાં તથા શીંગડા વગરના પશુ બરાબર છે. તે વિષે કહ્યું છે કે—

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

विद्या नाम नरस्य रूपमधिकं,
प्रछन्न गुप्तं धनं ॥

विद्या वृद्धिकरी यशः सुखकरी
विद्या गुरूणां गुरुः ॥
विद्या बंधुजनो विदेश गमने
विद्या परं दैवतं ॥
विद्या राजसुपूजिता नतु धनं
विद्या विहीनिः पशुः ॥

**પંડિતજી**—ખુદાવંદ અમારા **આર્યશાસ્ત્રમાં** એ વિષે ઘણું કહ્યું છે, જો મરજી હોય તો થોડું સંભળાવું.

**બાદશાહ**—બ્હોત અચ્છા. પંડિતજી ખુશીસેં સુનાદો.

**પંડિતજી**— ( अनुष्टुप् छंद. )

रूपयौवन संपन्नाविशाल कुल संभवाः
विद्याहीनानशोभंतेनिर्गंधाइवकिंशुकाः

સ્વરૂપે અને યુવાનીથી સંપન્ન હોય, અને ઉંચા કુળમાં જન્મેલા* હોય તોપણ સુગંધી વિના જેમ ખાખરાનાં ફૂલ શોભતાં નથી. તેમ વિદ્યા વગરનાં માણસો શોભતાં નથી.

शार्दूलविक्रीडित छंद.

हर्तुर्यातिनगोचरंकिमपिशंपुष्णातियत् सर्वदा
प्यर्थिभ्यः प्रतिपाद्यमान मनिशं प्राप्नोति वृद्धिपराम्
कल्पांतेष्वपिनप्रयातिनिधनंविद्याख्यमंतर्धनं
येषांतान् प्रति मान मुज्झतिनृपाःकस्तैःसहस्पर्धते॥

હરિગીત જાતિ.

કદિ ચોર હાથે નવ ચડે, કલ્યાણ કરતી સર્વદા;
વળી યાચતા ને આપતાં દિલ વૃદ્ધિ પામેછે સદા.

---

* ઉપરનાં બે વિશેષણો ખાખરાનાં ફૂલોને પણ લાગેછે.

એ જ્ઞાનઅંતરલક્ષ્મી જેની કૂપ અંતે નવ જશે;
નૃપ ગર્વ છોડો એહ આગળ, કોણ તે સરખો થશે;

**अनुष्टुप् छंद.**

**विद्वत्वंच नृपत्वंच नैव तुल्यं कदाच न**
**स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते.**

**દોહરો.**

(રાજા ને વિદ્વાનને, કદી ન ગણો સમાન;
નૃપ પૂજાય સ્વદેશમાં, સર્વ સ્થળે વિદ્વાન. )

જહાંપનાહ, આ શું વિદ્યાનો પ્રતાપ ઓછો કહ્યો છે ?

**દીવાનજી.**—ખુદાવંદ! વળી આપણા ફારસીમાં તે વિષે શું ઓછું કહ્યું છે. ?

[1]કલમ ગોયદ કે મન શાહે જહાનમ્
કલમ કશરા બ દોલત મે રસાનમ્
અગર બદ બખ્ત બાશદ મન્ચેદાનંમ્
વલે યેકબાર દોલત મે રસાનમ્

**(અરે બાવા તું લે ભિક્ષા, લઇને માર્ગ) એ રાગ.**

અમલ ધરી કલમ તો કે'છે, જહાનનો શાનશા' હું છું;
ચલાવે કલમ ચપલાઇએ, પૈસો પૂર્ણ બતાવું છું.
હોય કમ્બખ્ત જો બંદો, ખરે એક વખ્ત તો તેને;
ચખાડું સ્વાદ પૈસાનો, ખરૂં કહું માનજો તેને.

વળી વ્યવહારમાં પણ એવા ઘણા દાખલા છે.

---

૧ કલમ ( વિદ્યા ) કહેછે કે હું દુનિયાનો બાદશાહ છું. તે મારા લખવાવાળાને દોલતવાળો કરૂંછું. જો કદી કોઈ બેનશીબ માણસ હોય તોપણ એક વખતે તેને પૈસાની ખુશી હું બતાવુંછું.

જુઓ આ મારો શિરસ્તેદાર વસંતરાય દેખીતો ઘણો કદરૂપો છે, પણ વિદ્યાના પ્રતાપથી સોંપેલાં કામ કેવાં ચાલાકીથી બજાવેછે !

**ફતેહખાં**—ખુદાવંદ ! દીવાનજી શિરસ્તેદારકી બાત કાયકું કરતે હય. હુઝૂર, મેં એક બેઇલ્મ આદમી હું, ઓર અપને દીવાન સાહેબ બડે ઇલ્મદાર આદમી હય. તબ મેંભી ખુદાવંદકી હુઝૂરમેં અર્ઝ કરતા હું કે હમ દોનુંકો કુછ કામ દિખલાકે હમારીભી [1]દાનેશમંદી દેખના ચાહીએ.

**બાદશાહ**—સચ બાત. હમારે દિલકી ખાતરજમા હોનેકો વો ઇલાજ [2]સજાવાર હય. દેખો મેં તુમ દોનુંકો કુછ અશરફીઆં દેકે બારા મહિનેકી મહેતલ દેતા હું. દેખેં ઉસ વખ્તકે દરમ્યાન કોન અપની હુશિયારી દિખલાતા હય.

**ફતેહખાં**—હુકમ હુઝૂરકા સરતાજ કરતા હું. (નમીને સલામ કરેછે.)

**દીવાનજી**—હુકમ હુઝૂરનો શિરતાજ કરૂંછું. (નમીને સલામ કરેછે.)

**બાદશાહ**—ક્યું દીવાનજી ! અબ નિમાઝકા વખ્ત હો ચુકા હય.

**દીવાનજી**—બ્હોત અચ્છા સરકાર. (કચેરી ઉઠેછે.)

**ચોપદાર**—આસ્તે કદમ, મુલાકાતસેં કદમ, આજુસેં, બાજુસેં, નિગ્વાહ રખીએ મહેરબાન.

---

૧ ડહાપણ, અક્કલ. ૨ લાયક, યોગ્ય.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—નરસંગપુરમાં ફતેહખાંનું ઘર.**

**ફતેહખાં**—(મનમાં) અફસોસ હય જી તુંનેતો બાદશાહકી હુઝુરસેં બડી સરત કી હય. લેકિન [1]દૂર અંદેશીસેં નઝર આતા હય કે વો મુરાદ [2]બરલાની બડી મુસ્કીલ હય. ક્યોંકે ઉસ્મેં દીવાનકો માત કરના હય. વો કુછ લડકે બાલોંકા ખેલ નહીં હય.

### * ગઝલ.

(પસ મર્ગ મેરી મઝારપર જો દીયા કિસીને જલાદીયા.)એ રાહ.
ભલા સખ્ત મુસ્કીલમેં ફસા, મેં યા ખુદા અબ ક્યા કરૂં;
સુનકર [3]સુખન દીવાનકા, જલ્તા હય દિલ અબ ક્યા કરૂં. ભ.
ગાફિલ નહીં દીવાનજી, હુશિયાર હય સબ બાતમેં;
બડજાયગા કોઈ [4]ઘાતમેં, હોગી હસી મેરી જાતમેં. ભ.
દૂરઅંદેશી દિલસેં દૂર કરકે, સર્ત મેંને જો સખ્તકી;
અબ કેસેં બરલાના ખુદા, માલૂમ મુજે હોતા નહીં. ભ.
[5]દિલ સોઝ આતશસેં મુજે, [6]સીના ખાક હોતા હય મેરા;
ખ્વાહેશ ખાનેકી નહિ મુજે, [7]ઝર્દ હો ગયા હે મેરા ચ્હેરા.

---

૧ દીર્ઘ દૃષ્ટિ. ૨ પાર પાડવી. ૩ બોલ. ૪ ઠગ. ૫ દિલનું બળવું. ૬ છાતી. ૭ પીળો.

### * સોરઠી ગઝલ.

પડ્યો ધર્મ સંકટમાં પ્રભુ, હવે શું કરૂં તે સૂજે નહીં;
ગર્વિષ્ટ વચન દીવાનના, સુણી ક્રોધ જ્વાલ બુઝે નહીં. પડ્યો.
ગાફિલ નથી દીવાન તો, હુશિયાર છે સહુ વાતમાં;
પડી જાશે કોઈ પ્રકારથી, થાશે હાંસી મારી જાતમાં. પડ્યો.
કરી હોડ હોંસે આકરી, દષ્ટી દીર્ઘ ના દિલમાં ધરી;
કદી હાર થઇ જો માહરી, મુખ શું દેખાડીશ હું ફરી. પડ્યો.
દિલ દગ્ધ થાયે છે અતી, મહામૂઢ થઈ છે મુજ મતિ;
પ્રભુ સહાય થઇ આપો ગતિ, નથી શાન્તિ મન વળતી રતી.

અયદિલ બડેબડે જંગમેં ફતેહ પાનેવાલા જો મેં એ-
સા [1] સુબક બાતમેં નાહિમ્મત હોકે ફિકરમંદ રહેના તુજે
મુનાસબ નહીં હય. "હિમ્મત મર્દાં તો મદદે ખુદા." યે કે-
હેના મુલક મસહૂર હય. મગદૂર કયા હય દીવાનજી વો બડા
આકિલ ઓર દાનેશમંદ હય લેકિન અપનેભી કુછ [2]કમ-
તર નહીં. કાગઝપર સહી નહીં કરની હય. મેં ઉસ્કો બેપારમેં
હી માત કરૂંગા. અપનેકું નવલકિશોરભી યેહી સલાહ દેતા
હય. તો અપને પદ્મપુરીમેં જાના [3]મુવાફીક હય. કયોં કે
વહાં અપની પહેચાન બ્હોત હય.

**બેત.**

વખ્તે જરૂરત ચુન માનદ ગુરેઝ.
દસ્ત ભગીરથ સરે શમશેર તેઝ.

એટલે જબ ભાગનેકી જગા ન રહે તબ લેવે હાથમેં
તલવાર તેઝકાં.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—પદ્મપુરીમાં ફતેહખાંની વખાર.

**ફતેહખાં**—અબે કસ્તૂરચંદ અપને પદ્મપુરીમેં આયે દો મ-
હિને હો ગયે. ઈધર અપની દુકાનકા કામ બ્હોત અ-
ચ્છી તરાહસેં ચલતા હય. [4]અકસર શહેરોમે" કો-
ઠીઆં ઓર ગુમાસ્તે ખરીદો[5]ફરોખ્તકે વાસ્તે મુકરર

---

૧ હલકી. ૨ ઓછા. ૩ બરાબર છે. ૪ જરૂર.
૫ ખરીદવું ને વેચવું.

કીએ ગયે હય. અપની પાસ નકદ ઓર જિન્સ મુ-લ્ક મુલ્કકી ભી અચ્છી તરાહસે મોજૂદ હૅય. શહેરકે સારે સઓદાગરોંસેં અપની આબરૂ ઝીઆદા હય. શ-હેનશાહ સલામતકી મહેરબાનીભી હરરોઝસે ઝીઆદા હોતી હય. આજરોજસેં મેરા ઇરાદા હોતા હય કે બ-ડી ફ્જરમેં દો કોસ દરિયામેં સહેલ કરના. ઉસ સહેલ કર-રનેકે સબબસે કોઈ દૂર દેશકા સઓદાગર [1]તિજારતકે લીએઆયા હો ઉસસે [2]અસબાબ વહાંકા કિફ્રાયતસે ખરીદ કરે. તાકે ફ્રાયદા [3]ઝીયાદા હાંસલ હો.

**નવલકિશોર**—આપે ઉમદા વિચાર કર્યો છે સાહેબ ?

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—નરસંગપુરમાં દીવાનનું ઘર.**

**દીવાનજી**—કેમ વસંતરાવ, ફતેહખાંને ગયે ઘણી મુદત થ-ઇ. વારૂ તે કયે ગામે છે તે વિષે તમને કાંઈ ખબર છે ?

**વસંતરાવ**—જી હા સાહેબ ! હું આપને કહેવાને વિચાર કરતો હતો, એટલામાં આપે પૂછ્યું. તેમનો ગઈ કાલે પત્ર હતો. તેઓ હાલ પદ્મપુરીમાં છે. અ-ને તેમણે ત્યાંજ રહી વેપાર કરવાનો નિશ્ચય ક-ર્યો છે.

**દીવાનજી**—ઠીક ત્યારે આપણે પણ કાલે સવારના કૂચ ક-રીશું. માટે મારા કહેવા પ્રમાણે સઘળી તૈયા-રી કરી લેવી.

---

૧ વેપાર, સોદાગરી. ૨ સામાન. ૩ વધારે.

**વસંતરાવ**—વારૂ સાહેબ! સર્વ પ્રકારની તૈયારી કરી હુકમ મુજબ હાજર થઈશ. (જાય છે.)

**દીવાનજી**—(મનમાં.) રાજ છે મીઆંભાઈનું ને ફતેહખાં પણ પાદશાહનો માનીતો છે. માટે તેને એવો સજડ પંજામાં લેવો કે તેને વિદ્યાનો મહિમા એકે અવાજે કબૂલ કરવો પડે. હે ઇશ્વર! એ ધારણામાં મને સહાય થાઓ.

**પ્રભુપ્રાર્થના. રાગ ઇંદ્રસભાનો.**

દયાસિંધુ દેવા દયાળુ અપાર;
કૃપાસાગરા છો નોંધારા આધાર.
વિદેશે વિચરવાની ધારી છે હામ;
વિદ્યાનો વિજય બતલાવાને કામ.
પ્રણમી પ્રભુ! હું માગું તુજ પાસ;
કરો પરિપૂરણ મારીજ આસ.

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—પદ્મપુરી પાસે દરિયાકિનારો.

**ફતેહખાં**—(વહાણ સામે આવતું જોઇને) જહાજ જલદીસેં ચલાવ, જહાજ જલદીસેં ચલાવ (વહાણમાં મળતાં સામા વહાણવાળા પ્રત્યે.) સલામ આલયકુમ. શેઠ! આપકા બતન કોનસા? ઔર આપકા નામ ક્યા?

**પાનાચંદ**—(ગુલાબરાય) વ આલેકુમ સલામ. હું હિંદુસ્તાનમાં રહુંછું. ને મારૂં નામ પાનાચંદ છે.

**ફતેહખાં**—શેઠ ઇદર આનેમેં આપકી ક્યા [1]આર્ઝુ હય?

---

૧ ઉમેદ.

**પાનાચંદ**—વેપાર કરવાને અમે આવ્યા છીએ.

**ફતેહખાં**—અચ્છા, કોનસા માલ જહાજમેં ભરા હય ?

**પાનાચંદ**—જહાજમાં કસ્તૂરી ભરી છે.

**ફતેહખાં**—શેઠ ઈદિરતો કસ્તૂરી બ્હોત સસ્તી મિલતી હય, તુમનેતો બડી ભૂલ કી, સોદેમેં બહોત નુકસાન હોગા.

**પાનાચંદ.**—જેવી ઇશ્વરની મરજી.

**ફતેહખાં.**—નહિ નહિ એસે નાઉમેદ હોનેકી કુચ્છ જરૂર નહિ હય. જો તુમ બરાબર સમજોગે તો હમહીં તુમેરા સબ માલ ખરીદેંગે. કયુંકે તુમ અપને દેશમેં જાકર વહાં કહોગેકે ઉદર તો કોઈ બડા સઓદાગર નહિ મિલા. તો વો બાત હમારે વાસ્તે [1]સુબકીકી હય.

**પાનાચંદ**—જો તમારે કસ્તૂરી લેવી હશે તો શેર એકના રૂપિયા ૯૦૦) નવસો બેસશે.

**ફતેહખાં.**—શેઠ તુમને તો બહોત ઝીઆદા મૂલ કીયા. કુછ કમતી કરોગેતો મેંહી સબ ખરીદ કર લેઉંગા.

**પાનાચંદ.**—મિયાં સાહેબ ! તમને સૌથી સહેલો રસ્તો બતાવું. તમે શા માટે ગભરાઓ છો. હું પણ મુસાફરી કરી કરીને કંટાળ્યો છું. ને દેશ તરફ પણ જરૂરી કામ સબબે તરત વળવું છે, માટે તમારે લેવાનીજ મરજી હોય તો તેના બદલામાં આ દુનિયાનાં તમામ હીરા, માણેક, મોતી આદિ જવાહીર અને સોના રૂપાની કોઈ પણ ચીજ સિવાય જે વસ્તુ હું માગું તે બારોબાર હું મારી સઘળી કસ્તૂરી આપવા તૈયાર છું.

---

૧ નામોશીભરેલી.

**ફતેહખાં**.— ( મનમાં ) જવાહેરાત, સોના રૂપા યે સુબકોં છોડકર **ઓર** ચીજ માંગનેકો આપહી કબૂલ કરતા હય તો ઇસ જહાંનમેં કોઇ ઇનસેં તો બહેતર નહીં હય. યે કોઈનયા સોદાગર માલૂમ હોતા હય. અબી દર કરનેકા વખ્ત નહીં હય. ( પ્રગટ ) વો બાત હમકો કબૂલ મંજુર હય. ઉસ્કા મજર અબી કરના ચાહીએ.

**પાનાચંદ**.—હા સાહેબ! લખત કરી લઇએ.

**ફતેહખાં**.—અએ **નવલકિશોર**; સેઠ **પાનાચંદ** કહે વૈસાહી [1]મેજરનામાં લિખો.

**નવલકિશોર**.—તૈયાર સાહેબ. ( **પાનાચંદને** )લખાવો.

**પાનાચંદ**—લખો. **પદ્મપુરીના** વેપારી મીઆં **ફતેહખાં** જમાલખાં જોગ જત લખવાનું કે અમે **હિંદુસ્તાનના** વેપારી શા. **પાનાચંદ કસ્તૂરચંદ** પાસેથી કસ્તૂરી શેર ૧૦૦૦) હજાર ખરીદી છે. તે એવા કરારથી કે તેને બદલે આ દુનિયાના તમામ જવાહીર સિવાય જે વસ્તુ માલધણી માગે તે બારોબાર બે રોજમાં આપવી સહી. આ કરાર પ્રમાણે અમારે વર્ત્તવું. અને જો ન વર્ત્તાય તો મજકૂર વેપારીને ત્યાં ગુલામગીરી કરવાને કબુલ છીએ. સંવત માસ તિથી (તે દહાડે જે હોય તે બોલવી.)

**નવલકિશોર**—(ફતેહખાંને) લ્યો સાહેબ, આમાં સહી નાંખો.

**ફતેહખાં**—હમારી સહી તુમહીં ડાલો.

**વિદૂષક**—વેપારી તો સારા છો, આવડતી તો સહીએ નથી. ધર પણ ત્યારે ખોશો મારા મહેરબાન!

**નવલકિશોર**—સારૂં સાહેબ.

---

૧ કરારનામું.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ.—ફતેહખાંની વખાર.

**પાનાચંદ**—શેઠ હવે અમને બહુ દિવસ થયા, માટે સોદા-
મો તરત નિકાલ કરવો જોઇએ.

**ફતેહખાં**—બસ ! જાઓગે ! જૈસા આપકા ઈરાદા. અબ
આપકો કોનસા માલ લેનેકી [1]ખાહેશ હય ?

**પાનાચંદ**—અહીં જે માલ મળેછે, તે અમારા દેશમાં
પુષ્કળ છે. માટે મારી ઈચ્છા એવી છે કે હ-
જાર શેર આકડાની ભેંસનો કપાસ આપે અમને
આપવો.

**ફતેહખાં**—ઇતના બ્હોત કપાસકો કયા કરોગે. થોડા ચા-
હેગા તો મેં મુફતહી મંગવા દઉંગા. વો કુછ
ઉમદા ચીઝ નહીં. (બીજા માણસોને) દેખો બ-
નીઆ ભાઈ કયા માંગતા હય. કસ્તૂરીકી [2]ઇ-
વઝ અકડેકી ભેંસકા કપાસ ?

**પાનાચંદ**—આપે આપના કરાર મુજબ વર્ત્તવું જોઇએ.

**ફતેહખાં**—કરારમેં કુછ ઐસા નહીં લિખા હય કે કસ્તૂ-
રીકી ઈવિઝ અકડેકી ભેંસકા કપાસ દેના.

**પાનાચંદ**—કરારનો અર્થ એવોજ છે, તે પ્રમાણે નહીં
વર્ત્તોતો રીતસર ઈલાજ લેવો પડશે. શું તમારા
જેવા સારા માણસને આમ કરવું ઘટેછે ?

**ફતેહખાં**—અચ્છા તુમ કયાં કર સકોગે. ચલો હમહીં તુ-
મકો હમારે પાદશાહકી પાસ લે જાવે. કુચ્છ
ચોરી તો નહિ કી.

**વિદૂષક**—ચોરી તો શું, તેથી પણ મોટી લાય લાગી છે.
જાઓ તો ખરા મીયાંસાહેબ.

---

[1] મરજી. [2] બદલે.

## પ્રવેશ ૭ મો.

**સ્થળ.—પદ્મપુરીના પાદશાહની કચેરી.**

( ચોપદાર નકી પોકારેછે, એટલે પાદશાહ આવી તખ્તપર બેસેછે. પછી છડીદાર સલામ લેવરાવેછે.)

**ચોપદાર**—ફતેહખાંકા સલામપે નિઘાહ રખીએ મહેરબાન.

„ —નયે સોદાગરકી સલામપે નિઘાહ રખીએ મહેરબાન.

**પાશાહ**—ક્યું શેઠ કહાંસે આતેહો ! ઓર ઈદર આનેમેં આપકી ક્યા મુરાદ હય ?

**પાનાચંદ**—ખુદાવંદ ! હું હિંદુસ્તાનથી આવુંછું. મારૂં નામ પાનાચંદ છે. આપના શહેરના વેપારી મિયાં ફતેહખાં જમાલખાં જોડે આ કરાર પ્રમાણે વેપાર કર્યો છે. પણ તેઓ એ પ્રમાણે વર્ત્તતા નથી. માટે તેને તેમ વર્ત્તાવવા ફરજ પડાવશો. એમ આ એક પરદેસી મુસાફર આપ અદલ ઈન્સાફી **ખુદાવંદશ્રીની હુઝૂરમાં** અરજ ગુઝારેછે.

**પાદશાહ**—ક્યોં ફતેહખાં તુમને યહ કરાર કીયા હય ?

**ફતેહખાં**—હાં સરકાર, લેકિન કરારકા મતલબ કુચ્છ ઐસા નહિ હય કે ઉસ્કો કસ્તૂરીકી ઈવિઝ અકડેકી ભેંસકા કપાસ દેના.

**બાદશાહ**—(કરાર લઈ વાંચી જોઇને) નહિ નહિ યહ કરાર મુજબ તો તુમકો દેના પડેગા. મગર અસબાબ સમેત ઉસ્કી તઅયનાતમેં રહેના પડેગા. ઈસ્મે હરગિઝ તફાવત પડનેકા નહીં.

**વિદૂષક**—મિયાંસાહેબ ! હવે ગણો અગ્યારા ! જૂઓ અભણ રહ્યાનાં ફળ. ( **પાનાચંદ** તરફ ઇશારો કરીને ) આને ઓળખ્યા ! આ તમારા ગામના **દીવાન** મિયાં, એતો સપડાયા પૂરા. " લેને ગઈ પૂત ને ખોઆઈ ખસમ. "

**રાગ ઇંદ્રસભાનો.**

ગયા **દીવાન** જીતવાને થઇ ગયા ગુલામ;
મનની રહી મનમાં, હવે સટક **સીતારામ**.

---

## પ્રવેશ. ૮ મો.

**સ્થળ—પદ્મપુરીમાં ફતેહખાંની વખાર.**

**ફતેહખાં**—(પસ્તાયછે) ખુદાને કયા કમબખ્તી કી કે મેરી ઝિંદગી બરબાદ હો ગઈ. અબ મેં **પાદશાહકી** હુઝૂરમેં કયા શિકલ બતલાઉંગા.

**ગઝલ.**

અય કાશ ગમ મેરા કભી જાયેગા નહીં.—એ રાગ.

અફસોસ હય અફસોસ ખુદા ગઝબ કયું કીયા; ટેક
આયાથા મેં ખુશીસેં દુખી મુજકો કયું કીયા ! અફ૦
અય દિલ ઘુમંડ તુંને ભલા એસા કયું કિયા;
બરબાદ સબ કમાઈ મેરી મુફત કયું કીયા. અફ૦
[1]શબકો ન નીંદ દિનકો બહોત [2]બેકરાર હું;
દિનરાત મુજકો ચેન નહીં [3]બેદયાર હું. અફ૦
નઝરોમેં ખલકકે તુમે [4]દંદાનેમાર હું;
દરિયાએ દર્દસેં મેં ભલા કયુંકે પાર હું. અફ૦

**ગઝલ.**

કમબખ્તીપર તું અપને [5]બઅબસ દિલ કયું રોતા હય;

---

૧ રાત. ૨ બેચેન. ૩ પરદેશી. ૪ સર્પના દાંત. ૫ બેફાયદે.

લિખા જો દુઃખ નસીબમેં ઉસકો દુઃખ હોતા હય. અ૦
સેલાબ[1] ચશ્મસે[2] વહી મું અપના ધોતા હય;
તકદીરમેં લિખા જો હય આખર વો હોતા હય. અ૦

**વિદૂષક—રાગ છંદ્રસભાનો. અરે લાલદેવ.**

જુઓ આ મિયાં કેવા દીશે ઉદાસ;
રહેલી હતી જો વિદ્યાની કચાસ.
કરી હોત જો સરસ્વતીને પ્રસન્ન;
તો આ વેળા આવું ન નડતે વિઘન.
હતા એ સેનાધિ મોટા રાજમાં;
તે નાહક ફસાયા કુડા કાજમાં.
સબબ સર્વે ભાઇઓ કરો દિલ વિચાર;
અભણુ નરને કેવો મળેછે ધિક્કાર.
(એમ કહી ધિક્કાર આપેછે.)

ભાઇઓ જુઓ આ મિયાંસાહેબની શિકલ! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. હો! એમાં કોઇનો દોષ!

**ફતેહખાં— ઝીંઝોટી ગજલ.**

અયસા તો કયા ગુનાહ હુવા પરવરદિગારમેં;
શરમિંદા હો ગયાહું મેં લાખો હઝારમેં.
બરબાદ ઝિંદગાની હુઈ ઈસ [3]દયારમેં;
આહુ[4] અસીર[5] હો ગયા દંદાનેમારમેં.[6]
કમબખ્તીપર તું અપને અબસ[7] અય દિલ તુ રોતા હય.
કીથી બડાઈ મૈંને તો શાહકી હુઝૂરમેં;
દીવાનકો પકડતાહું કોઈ કસૂરમેં.

---

૧ વહેળો પાણીનો. ૨ આંખોમાંથી. ૩ શેહેરમાં, ગામમાં. ૪ હરણુ. ૫ કેદ. ૬ સાપના દાંતથી (ઝેરથી). ૭ બે ફાયદા.

જીતુંગા શર્તે ઉસ્સે મૈં બેશાર દૂરમેં;
જલતા હય તન બદન મેરા આતશ તંદૂરમેં[1]. કમ૦
આયાથા કિસ ઉમેદસે અબ નાઉમેદ હું;
હાયુસે અપને આપસે રંજે[2]કશીદા હું.
મુફલિસ[3] હુવા ભટકતા હું દામન[4] દરીદા હું.
દીવાનકી શર્તસે મૈં દર્દ રસીદા[5] હું.
તન બદન જલતા હય મેરા હાલત [6]ઐયૂબ હે;
બેશરમ મુજકો કીયા ઉસ્કો યહી મતલુબહે. કમ.
અપના વસીલા દીન દિનું પરવરદિગાર હે;
તેરે સિવાય અબ ન કોઈ મેરા યાર હે;
જોગી બનકે ફિરતા હું જંગલ [7]દયાર હે,
મરનેકે વાસ્તે યહાં, હાઝીર કટાર હે. કમ.

---

૧ ભઠ્ઠી. ૨ દુઃખ પામેલો. ૩ ગરીબ. ૪ ફાટલ લુગડાંવાળો. ૫ દુઃખને પહોંચ્યોહું. ૬ ઐયૂબ પેગંબરના જેવી હાલત. ૭ મુલક.

## રાગ પીલુ.

હે દૈવા હે દૈવ! શું કહું તુજને? આવો. દુઃખી શાને કીધો છે મુજને.
અપરાધ શારે! કીધો મેં તારો, વ્યર્થ કરી દીધો જન્મારો મારો.
હે દૈવ હે દૈવ (ટેક.)
બડાઈ કરી બહુ બાદશાહ પાસે, દીવાનને જીતવા કેરી આશે; હે દૈવ.
મુજ મૂર્ખાઈ વિચારૂં શું મન, બળી બળી રાખ થાએ મુજ તન. હે દૈવ.
જેવી ઉમેદે આવ્યો હતો આંહી, ના ઉમેદ તેવું જવું છે ત્યાંહીં. હે દૈવ.
એ હુરમત થૈ આ વિશ્વમાં ફરવું, હજાર ગણું તેથી સારૂં છે મરવું. હે દૈવ.

## લલિત છંદ.

અરરર હે પ્રભુ શું હવે કરૂં, મૂરખ દાસને ના સુજ્યું ખરૂં;
વનવને હવે જઈ શૈ ફરૂં, ઉર કટાર તો મારીને મરૂં.

**નવલકિશોર.**—અરે મારા મહેરબાન સાહેબ? આપ એવડા બધા શોકાતુર શાને માટે થાઓછો! જે ભાવી હોય તે કોઈ પણ કાળે બન્યા વગર રહેતું નથી.

કહ્યું છે કે:— **अनुष्टुप् वृत्त.**

**अवश्यं भाविनो भावा भवन्ति महतामपि**
**नग्नत्वं नीलकंठस्य महाहि शयनंहरेः**

(મહાદેવ અને વિષ્ણુ જેવાને ભવિષ્ય વેઠવું પડ્યું તો તે આગળ પામર મનુષ્યનો તે શ્યો ભાર.)

**(દુષ્ટ સર્પ ક્યાંએથી મુને ડસ્યો રે ભ્રાત?)** એ રાહ.

લલાટ લેખ વિધિના વૃથા નહીં થશે.
બન્યું ન બન્યું થાય ના પ્રભુ મરજી એ હશે. લલાટ.
હારની ઇચ્છાતણું બળ વિશ્વમાં મહાન;
માનુષી મિથ્યા ઇલાજ તેહ પાસ માન. લલાટ.

આપ ક્યાં નથી જાણતા કે **સૂર્યવંશના** શિરોમણી પરમ પૂજ્ય શ્રી **રામચંદ્રજી**, મહાપ્રતાપી. સત્યવકતા **હરિશ્ચંદ્ર**, પુણ્યશ્લોક **નળરાજા**, **યુધિષ્ઠિર** આદિ **પાંડવો** ભાવિને પ્રતાપે કેટલું બધું દુઃખ પામ્યા છે, તો તે આગળ આપનું દુઃખ તે શી ગણત્રીમાં? માટે આપ એમનાજ દૃષ્ટાંતથી આપનું શોકાતુર દિલ શાંત કરી ધીરજ ધારો

ગરબી.

(મ્હોલે પધારો મહારાજ, માણીગર મ્હોલે પધારો) એ રાગ.

શોકસાગરને કરી દૂર મુરબ્બી ધીરજ ધારો;
થાય મિથ્યા ન ભાવી જરૂર, મુરબ્બી ધીરજ ધારો. ટેક

**સાખી**

ના કરશો ચિંતા મને, થઇને ચતુરસુજાણ;
ચિંતા ચિત્ત ક્યાંથકી, થાય દેહ વિષે બહુ હાણ. મુરબ્બી.

ચિંતા ચિતા સમાન છે, દુઃખ બહુ દેનાર;
ચિત્ત તણી ચતુરાઇને, રંગરૂપ હરી લેનાર. મુરબ્બી.

વળી આપે જે આપઘાતનો વિચાર કર્યો છે, તેતો કેવળ મૂર્ખાઇ ભરેલો અઘટિત ને અપયશદાયક છે. કારણ કે આત્મહત્યાનું પાપ શાસ્ત્રમાં પણ મહાન્ ગણેલું છે. વળી કવિ સામળભટે કહ્યું છે કેઃ—"જીવતો નર ભદ્રા પામશે. મુઆ પૂછી કો નહિ મળે; આ તકમાં તો ટાળો કરો, કોઇ દિવસ ઇશ્વર ફળે."

માટે મારી આટલી પ્રાર્થનાપર રહેમ નઝર લાવી વિચાર કરો. એમ આ ચરણરજદાસ અરજ કરેછે.

**ફતેહખાં**—હાં જાની દોસ્ત, ઇસ દુઃખ કે વખ્તમેં નેક સલાહ દેનેકે ખાતિર મેં તેરા બડા એહેસાનમંદહું. ઔર તુમારે કહેને કે મુવાફિક મેંભી પુખ્તે ગોર કરૂંગા.

## પ્રવેશ ૯ મો.

**સ્થળ—પદ્મપુરીમાં દીવાનનો ઉતારો.**

**દીવાનજી**—વાહ! શી લીલા જગદીશ્વરની! હઝારવાર ધન્ય છે. પ્રભુજી તને તારી અકળકળાનો પાર વેદ પણ નથી પામ્યા. તો મારા જેવો તૃણવત્ માણસ તે તારો પાડ કયા શબ્દોમાં માની શકે? તારી પરમ કૃપાથીજ મારૂં ધારેલું કામ પાર પડયું છે. ને ફતેહખાં પોતાના મદથીજ પોતાની પાથરેલી જાળમાં ફસાયા છે. તેથી મારા આનંદનો આ વખતે પાર નથી. માટે મારી સપ્રેમાંતઃકરણની આ સ્વલ્પ પ્રાર્થના સ્વીકારવા કૃપાળુ થશો.

### રાગ બનજારાનો.

જય કષ્ટહરણકરનારા, જયજય જગત્ આધારા. ટેક.
જાણુ હર્ષ થાય છે મનને. ભૂખ્યો જ મળે જયમ અન્નને.
ભક્તતાર સદા થનારા, જય કષ્ટહરણકરનારા.
પરિપૂર્ણ થયું મુજ કાજ, પ્રભુ અખાવી મારી લાજ;
સત્ય પક્ષ ગ્રહણ કરનારા, જય કષ્ટ હરણ કરનારા.
વિદ્યાવિજય પ્રગટ તો કીધો, વળી આશ્રય મુજને દીધો;
કહે કૃપાશંકર ગુણ તારા, જય કષ્ટ હરણ કરનારા.

---

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ.—નરસંગપુરમાં પાદશાહની કચેરી.

(નકીબ પોકારેછે. બાદ દીવાનજી. ફતેહખાં વગેરે આવી સલામ કરી બેસેછે.)

**દીવાનજી**—ખુદાવંદ સેવક છ માસમાં ફતેહખાંને લઇ હુઝુરમાં હાજર થયો છે.

**બાદશાહ**—દીવાનજી! કયા અહવાલ હય?

**દીવાનજી**—ખુદાવંદ એ ફતેહખાંનેજ પૂછવું જોઇએ.

**બાદશાહ**—અચ્છા ફતેહખાં તુમ અહવાલ સુનાદો.

**ફતેહખાં**— લાવણી.

(મુજ ઉપર ગૂઝરી પિતા બાદશાહ જાણી.)એ રાગ.

બેપાર કરનકો ગયા હિંમત રખ ભારી;
મેરી બિન પડનેસે નાહક હો ગઇ ખ્વારી.—ટેક૦
દાનેશમંદ દીવાન લિબાસ બદલાકે;
વો આયા જૂઠા નામ આપ ધરવાકે.
કસ્તુરી ભરકે લાયા નાત્ર ઓ ભારી;
દો કોસ દૂરસે નઝર પડી હમારી.
વો ખરીદ કરનકી બાત દિલ બિચારી. મેરી બિન૦ ૧

સોદા કરકે મેં કરાર એક લિખવાઇ;
ઉસમેં ઉનને તો બડી અકલ ચલવાઈ.
નહીં સમઝા મતલબ કરારકી મેં ભાઇ;
તો સબ જિંદગીકી ફોકટ ભઇ ચતુરાઇ.
કહું વિદ્યાદેવીકી બડાઇ ગિનલો ભારી. મેરી બિન૦ ૨
અબ હો ગઇ ખાતરનિશા મુજકું એસી.
યે દુનિયામેં નહીં ચીઝ ઇલ્મકે જેસી.
બિન ઇલ્મ આદમી જાનવરસા જાનો;
સબ સાહેબ મેરી બાત સચ્ચ કર માનો.
પઢનેસેં ખૂબી દિલમેં રહેતી ભારી. મેરી બિન૦ ૩
દુનિયા કે સબ કારોબાર મેં વો ઉપયોગી;
ઔર ખુદાકે ઘરકી ખબર ઉસીસે હોગી.
બાલકકું બાલકપનસેં ઇલિમ સિખલાવો;
કે વે કૃપાશંકર વો કામ ઉલટ દિખલાવો.
બિદ્યા તેં સુખમેં સદા રહત નરનારી;
મેરી બિન પડનેસે નાહક હો ગઇ ખ્વારી.

**બાદશાહ**—હાં સચબાત, "દુનિયામેં ગરીબ ઔર તવંગર રંક ઔર રાજા, બેપારી, કારીગર, ખેડૂત સબકો ઇલ્મ અપને અપને કારોબારમેં [1]ફઝીલત દેતા હય. આદમીકી ઇનસાનીયત ઇસ્સેંહી હય. કયું કે કરીંમાંમેં ભી શેખસઅદી શીરાઝીને કહા હય કે.

"બેઇલ્મ ન તવાં ખુદારા શનાખ્ત"
એટલે બેઇલ્મ આદમી ખુદાકો પહેછાન સકતા નહીં હય. ઇલ્મ બિના આદમી હેવાનકી મિસલ આપકી સારી ઝિંદગી નાહક બરબાદ કરતા હય. બેઇલ્મ આદમી ખરકે મુવાફિક હય ઐસી મેરે દિલકો પક્કી ખાતિરનિશા આજકે દિનસે હુઇ હય. અબ મેં સબ ભાઇ-

---

૧ ભલાઇ.

ઓં કો ઇલ્મ સીખનેકી [1]ઇસ્તમાસ કરતાહું ઔર મેં ઉમેદ રખતા હુ કે મેરે કહેનેપર સબ લોક [2]મુનસફી કરેંગે. ઔર અપને લડકે બાલોંકો અચ્છી તરાહસે ઇલ્મ પડાવેંગે.

## સલામ

સલામ સૌને સાર, સજ્જનો સલામ છે આ વાર.
મ્હેર કરીને આપ પધાર્યા, તસ્દી લઈ અપાર. સજ્જ.
અમૂલ્ય કાળ અહીંઆં રોક્યો, અતિ થયો ઉપકાર.સ.
અસત્ [3]પથે સેનાપતિ ચાલ્યો, [4]વિમુખવિદ્યાધાર. સ.
ફજેતી ફતેહખાંની થઇ ગઇ, અભિમાનેજ અપાર. સ.
વિદ્યાપક્ષ ધર્યો દીવાને, ઉતર્યો જઇને પાર. સ.
ફારસ વિદ્યાવિજયતણો આ, ભજવ્યો મતિ અનુસાર.
વિદ્યોત્તેજક [5]વિદ્વન્ મંડળ, આ રીતે બહુ વાર. સ.
મળજો કૃપાશંકર માગેછે, કરી વિનતી આ ઠાર. સ.




૧ અરજ. ૨ ઇનિસાફ. ૩ રસ્તે. ૪ વિરૂદ્ધ, ઉલટો. ૫ વિદ્વાન્ મંડળી.

( ઈનામના મેળાવડા પ્રસંગે ગાવા માટે. )

## મારા પિતાશ્રી મુરબ્બી રા. રા. દયાશંકરભાઈની રચેલી કવિતામાંથી

## પરચૂરણ કવિતા.

### પદ રાગ કલ્યાણ.

હે દયાનિધિ પ્રભુ કર દયા અતિ,
આર્યબંધુઓને આપ ઈશ સન્મતિ; ટેક.
આર્યોનું આર્યત્વ અરે, અજ્ઞાને લૂટયું જે;
પૂર્ણ કૃપાથી શ્રી પરમેશ્વર, પાછું આણી દે. હે દયા૦ ૧
નીતિ ભક્તિ દેશપ્રીતિ, દેશીઓને દે;
આધિ વ્યાધિ અને ઉપાધિ, સર્વ હરિ લે. હે૦ ૨
દિન દિન દેશોન્નતિને કાજે, દિલમાં ધારી હામ;
તન મન ધન કુરબાન કરે જન, સ્વદેશસેવા કામ. હે૦ ૩
કચ્છ દેશ બેશ બનજો, પૃથ્વીમાં પ્રખ્યાત;
વિદ્યાનો વિનોદી હુન્નરકળા વિષે વિખ્યાત. હે૦ ૪
શૂર પૂર નેક ટેક, નીતિ રીતિ ન્યાય;
સ્વદેશનું અભિમાન એનાં, બાળોમાં દેખાય. ૫
સાહસક વ્યાપારી શૂરા, મુલ્ક મહીં મશહૂર;
કારીગર કોડીથી[1] કેવું, મન દીશે મગરૂર. હે૦ ૬
પ્રખ્યાતિ પૂરી એ રીતે, કાર્ય સકલમાં થાય;
તન મન ધન આબાદી સાથે, બળ બ્હાદુરી પસાય. હે૦ ૭
નકશી કામો ઠામે ઠામે, પામ્યાં નામ સુરીત;
હુન્નરની બક્ષીસો બીજી, આપો આણી પ્રીત. હે૦ ૮
સત્ય સુધારો પામો નિત્યે, વાયુ વેગ પ્રસાર;
ખોટી ફેશનની ફિશિયારી,-નો થાજો નિસ્તાર. હે૦ ૯

---

૧ કોડ-હોંસવાળા-કોડીલાથી.

કારિગરી હુન્નર વ્યાપારે, વૃદ્ધિ વધતી થાય;
વિજયવિજય શ્રી કચ્છ ભૂપનો, વિશ્વ મહીં વખણાય. હે૦ ૧૦
રાય પ્રજાનો દિન દિન વધતો, વધતો થાજો પ્રેમ;
ખુદાવિંદ અમ બાવાશ્રીને, સદાય રાખો ક્ષેમ, હે. ૧૧
શ્રી કચ્છવાસી થઈ હુલ્લાસી,-ઉરથી દે આશીશ;
દયાશંકર દિલ કેરી અરજી સફળ કરો જગદીશ. હે૦ ૧૨

---

## ઊંચી કેળવણી આપવા વિષે.

### પદ. રાગ ધનાશ્રી.

ઓ! નરનારી! વિદ્યામૃતનું પાન કરી લ્યો ધ્યાનથી;
છે શુભકારી બહુ તે માટે સાધી લ્યો સન્માનથી. ટેક.
નિજ કર્ત્તવ્યો આ સંસારે; વિદ્યાથી સહજ બને ભારે;
મન પિછાણુ +નર તનની ત્યારે. ઓ નરનારી૦
થોડાં લેખાં ને આંક બધા; વળી ખતનામા ને હુંડી કદા;
§સીધો તે સાથ ભણેજ સદા. ઓ નરનારી૦
ભણતર એટલું જે પૂર્ણ ગણે, ભણવા વિશેષ ન જરૂર ગણે;
તે પાયો પડતીનોજ ચણે. ઓ નરનારી૦
પાશેરામાં પે'લી પૂણી એ ખરેખરી તો થઇ બોણી;
અજ્ઞાને તેને પૂર્ણ ગણી. ઓ નરનારી૦

---

+કચ્છમાં થોડાંક લેખાં, આંક, ખત, હુંડી અને સીધો ગામડા નિશાળમાં ભણાવી કોઇ દુકાને બેશી છોકરો વ્યવહારનું કામ ચલાવી શકશે માટે એટલું ભણાવવું બસ છે એમ ગણનારા માવીત્રો ઘણા છે તેમને માટે આ કથન છે.

§કલાપ નામના ઋષિયે કાતંત્ર નામે વ્યાકરણ અથવા કલ્પ વ્યાકરણ રચ્યું છે, તેની અહિયાં પાંચ સંધિનાં સૂત્રો છે તે માંહેના પેહેલી સંધિના સૂત્રોના અપભ્રંશ રૂપને કચ્છ કાઠિયાવાડની ગામડી નિશાળવાળા સિદ્ધો કહે છે.

જન સઘળા જો વિચારજ એ, દુનિયામાં સર્વ સ્થલે ધારે;
આ જગત બને જંગલી ત્યારે. એ નરનારી૦
થોડું ભણતર છે ભયકારી, એ વાત શાસ્ત્રમાં પોકારી.
તે તમે ઉરમાં નવ ધારી. એ નરનારી૦
જો બાળકનાં દુઃખને કાપો, તો ઊંચી કેળવણી આપો;
જેથી ટળશે ત્રિવિધિ તાપો. એ નરનારી૦

---

## વિદ્યાનો પ્રતાપ.

ખગોળ ને ભૂગોળ માપિયા, શોધ્યો હિમગિરિનો વિસ્તાર,
સૂર્ય શશી સાગર બાદળ વળિ, ગૃહ મુતિનો માપ્યો વિસ્તાર;
લેખન વાંચન વિવિધ હુન્નરો, છે વિદ્યા દેવી આભાર;
વરતાતું કૈંઈ નથી વિશ્વમાં, શું વિદ્યા હજુ છે કરનાર. ૧
વૃષ્ટિ ઉષ્ણુતા હવા મપાયાં, અંતર ગૃહતારાનાં જ્યાંય;
વૈદ્યકવિદ્યુતશિલ્પશોધ બહુ, જન ઉપયોગી ઘણા જણાય;
ટેલીફોનને ટેલીગ્રાફથી, ચિત્ત ચકિત નિશ્ચે થાનાર.
વરતાતું૦ ૧
અગ્નિ વરૂણ વાયુવશ કીધા, જે વરતે આજ્ઞાનુસાર;
દેવ આપણા વશ થયા ત્યારે, અન્યતણા તો સ્યા છે ભાર;
સઈ સાળવી સોનીનાં કામો, સંચે સહજ બન્યાં શ્રીકાર.
વરતાતું૦ ૩
પોથી ભાગવતકેરી પ્રથમ જ્યાં, સો રૂપિએ મળવી મુશ્કેલ;
દશ પંદર રૂપિયા ખરચતાં, એજ થઇ પડી મળવી સ્હેલ.
લાખ લહીયા લોકતણી તો, પ્રેસ થતાં ટળી છે દરકાર;
વરતાતું૦ ૪
ડોશી દળે દિનરાત મથીને, ભાગ્યે દળણું પાલી પાંચ;

વરાળ વાયુ વરૂણ ચકી ત્યાં, પલમાં દળી આપે મણ પાંચ;
કહો થાય કાસદો કદી, વીજળી વેગે ખબરો કરનાર;
વરતાતું૦ ૫

માઠાં ગાડી અશ્વ ઉંટ ઇત્યાદિક, વાહન વિવિધ પ્રકાર;
ખટ માસો જાતાં જ્યાં થાતા, ત્યાં ખટ દિવસે જન જાનાર.
આગ્બોટ ને આગગાડીયે, મુસાફરી થઇ સ્હેલ અપાર;
વરતાતું૦ ૬

પ્હેરણ જેને હતાં પાંદડાં, ખાવાને વનનાં ફળફૂલ;
હતા જંગલી જન જે ઝાઝા, તેજ પક્યા થઇ આજ અમૂલ્ય.
સરદારી સર્વેની ભોગવે, એ વિદ્યા બળથી શ્રીકાર;
વરતાતું૦ ૭

સરસ્વતી સેવન સંસારે, સર્વ સાર માંહી છે સાર;
વિદ્યાભૂષણ અંગે ધરવા, અંતર આધક ધરો સૌ પ્યાર.
**દયાશંકર** શ્રમ વિદ્યા વધવા સફળ કરો સ્નેહે કિરતાર.
વરતાતું૦ ૮



## મારા પિતાશ્રી રા. રા. દયાશંકરભાઇયે રચેલ.

# શ્રી કુચ્છ ભૂપતિ શ્રીમન્ મહારાજાધિરાજ નૃપ ખેંગાર યશવર્ણનમાંથી.

### વ્રજભાષાની.

### સંવત ૧૯૫૫.

### જન્મગ્રહોત્સવ મંગલપુષ્પાંજલી.

### દોહા.

કુલ છત્રિન શિર છત્રપતિ, **ખુદાવિંદ ખેંગાર;**
કરૂણાસિંધુ કૃપાયતન, **યદુ**કુલકે શૃંગાર. ૧
સંવત શર[૫] શર[૫] ગૃહ[૯] શશિ[૧], શ્રાવન શુકલહિ માસ;
ત્રયોદશી રવિવારકી, શોભા બની ખાસ. ૨

### કવિત.

[૧]બાનીહુંકો બાસ હૈ તો, [૨]જલજાનિવાસ નાંહી,
બાસ [૩]ઉભે સંગ વ્હૈના, [૪]અમિત ઉદારતા;
આય મિલે સરસ્વતી, લક્ષ્મી ઔ ઔદાર્ય જોપેં,
સુજનતા હીન હોવે, લોગ યોં ઉચારતા;
વિરલે પ્રતાપી ચાર, બસ્તૂ સંગ પાવે કોઉ,
ન્યૂનતા બિચારશીલ,—બુદ્ધિકી બિચારતા;
પાંચો યે પદારથ કો, સંગ ના બસેહૈ બિશ્વ
બસે **શ્રી ખેંગારજીમેં**, બિદિત યહ બારતા. ॥૧॥
ગાજત નગારે ધન,—[૬]ગાજજ્યું બહાદુરકે,
સુભટ સમૂહ સાવ-ધાન દરસાત હૈ;
**પચ્છમ કે** ભૂપ **હિંદ**-વાન હદ્દ રાખી તુમ,

---

૧ સરસ્વતી. ૨ લક્ષ્મી. ૩ બન્ને. ૪ મપાય નહી એ-ટલી. ૫ જાહેર. ૬ વરસાદની ગર્જના.

[1]પ્રાગનંદ ચંદકોઅ,—નંદ અધિકાત હૈ;
ભ્રકુટી બિલોકી બંક, શંક સૂએ સાહિબકોં,
ધ્વજા ફુહરાત સંગ, શત્રુ થહરાત હૈ;
નૃપતિ સુજાન રૂપ—ગુન કે [2]નિધાન [3]પેખ,
**શંકર દયાકો** દિલ દેખી હરખાત હૈ. ॥૨॥

* * * * * *

**દોહા.**

અચલ તપ્ત ધ્રુવલગ રહો, જબલગ [4]મહીં અહિ[5]શીશ;
રહો અચલ **ખેંગારજી**, [6]સંતત યહ આશીશ.
સુખ સંપતિ બાઢો સરસ, આન ફિરો ચહુ [7]ઓર;
કુશલ પુત્ર પરિવાર યુત, **યદુકુલમનિ** શિરમોર.
જન્મોત્સવ ત્રય[33]તીશકો, વર્ષ મુબારક એશ;
તનમનસુખવૃદ્ધિ કરો, **શંકર દયા** મહેશ.

---

સંવત ૧૯૫૫

**દીપોત્સવી મહોત્સવ મંગલ પુષ્પાંજલી.**

**કવિત.**

કેધોં ન્યાય રોશનીકી, રોશની પ્રકાશી ભાસી,
પ્રજા પ્રાણ કનકલંતાકી પ્રેમ પાલિકા;
[8]ભૃત્ય [9]હૃદયાબ્જ પણ, નીમક બજાયવેકોં,
[10]ભાસ્કર હુકુમ તાકી કિરણ પ્રણાલિકા;
**શંકર દયાસોં** કહોં, ઉપમા અનૂપ તાકી,
કીરતી [11]સુરાંગનાકી, સમૃદ્ધિ [12]વિશાલિકા;
નૃપતિ **ખેંગાર** દીપ [13]ઉત્સવકે ઘોસ[14] બની,

---

૧ પ્રાગમલજી બહાદુરના કુંવર. ૨ ભંડાર. ૩ જો. ૪ પૃથ્વી. ૫ શેષનાગ. ૬ હમેશાં. ૭ તરફ. ૮ નોકરવર્ગ. ૯ હૃદયરૂપી કમળ. ૧૦ હુકમ રૂપી સૂર્ય. ૧૧ દેવતાની સ્ત્રીઓ. ૧૨ વિસ્તારી. ૧૩ દીવાળી. ૧૪ દિવસ.

## ભાવાર્થનું ગુજરાતી કવિત.

રાજ્ય ન્યાય રોશની, પ્રકાશી ખાસી ખાસ છે કે,
પ્રેમી પ્રજા પ્રેમલતા, હેમની શું પાલી છે;
ભૃત્ય હૃદયાબ્જ પણ, નીમક બજાવવાના,
ભાસ્કર હુકમ કેરી, કિરણ પ્રણાલી છે;
**શંકર દયાથી** ભણે, ઉપમા અનુપ આ શું ?
કીરતી સમૃદ્ધિ સુરઅંગના વિશાલી છે.
**નૃપતિ ખેંગાર શ્રી સવાઈ** રાજ્યદ્વાર આજ,
ઓજ ગુણ આલી શત્રુ,-સાલી આ **દીવાલી** છે.

### દોહા.

**યદુકુલ** ભૂષન ભૂપતિ, મહારાજ અધિરાજ;
**ખુદાવંદ ખેંગારજી**, સબ છત્રિન શિરતાજ. ૧
તપ્ત અચલ ધ્રૂવ લગ રહો, બિજય બિજય સબ ઠોર;
તન મન સુખયુત સર્વદા, આન ફિરો ચહું ઓર. ૨
કુશલ કુંવર પરિવાર સહુ, પ્રબલહીં બઢો પ્રતાપ;
યસ ધન દીર્ઘાયુ બઢો, પ્રેમહીં પ્રજા અમાપ. ૩
૯ ૧ ૫ ૫
વિક્રમ સંવત ભક્તિ ભૂ, શર શર સાલ પ્રકાસ;
રવિવાર મંગલ મહા, દીપોત્સવી દિન ખાસ. ૪
કાવ્ય પુષ્પ પુષ્પાંજલી, અર્પહું ધરી હુલાસ;
દિન દિનં દિલ મધ્યે રહો, **શંકર દયા** નિવાસ. ૫

---

૧૫ ઓજ, માધુર્યાદિ ગુણ છે

## ગુજરાતી ભાષાની.

# મહારાવ શ્રી આગમન પ્રસંગ.

### દોહરા.

ચકોર ઇચ્છે ચંદ્રનો, લેવા દર્શન લાભ;
ચાતક દૃષ્ટિ નિજ તણી, ખેંચે છે ભણી આભ.
દાદુર આતુર હોય છે, પરિજન માટે જેમ;
દર્શન ઇચ્છે આપનું, ગામતણા જન એમ.
નટ જ્યમ દોરી ઊપરે, ધારેછે નિજ મન્ન;
ખમા ખમા મુખથી વદી, રૈયત થાય પ્રસન્ન.
પધારિયા પ્રેમે કરી, શ્રી કચ્છના ભૂપાળ;
જય જય જયકારો અતિ, જીભે ઉચરે બાળ.
દીવાળીથી દશગણો, જનને મન આનંદ;
વીવાથી કે ત્હેવારથી, બને જેમ સુખવૃંદ.
ચોક ચઉટાં સાફ બહુ, હાટ બન્યાં શ્રીકાર;
વિવિધ સ્થળે દીપકતણી, હાર પરમપ્રિયકાર.
આતશબાજી ઊડતી, રાત વિષે પુર બ્હાર;
લંકા કે વન વૃંદનું, દૂરે સળગ્યું ધાર.
**દયાશંકરે** વીનતી, વદી ધરીને પ્રેમ;
ઇંદ્રપુરી સમ આજની, રચના થઇ છે એમ.

### રાગ ઇંદ્રસભાનો.

ભવ્ય ભલી રચના થઇ, શે'રતણી આ વાર;
ખુશી ખૂણી સર્વે સ્થળે, વ્યાપી રહી અપાર.
પંચકોશીના લોક સૌ, દીસે આવ્યાં આજ,
દર્શન શ્રી મ્હારાવનાં, કોડે કરવા કાજ.
ગિરદી તો એવી મળી, જનથી ઊભર્યું ગામ,
ખાલી જગ્યા ખોળતાં નમળે કંઇયે નામ.

તરિયાં તોરણ બાંધિયાં, સર્વે ઘેરે ઘેર
• વિજયવાવટા ઊડતા, દીસે ઠેરે ઠેર
નાકાં નવલ રચ્યાં દિસે, સ્થળ સ્થળમાંહિ વિશેક,
સુવર્ણના અક્ષર થકી, આશીર્વચન અનેક.

### ૫૬.

**શરદ રેન ઝુક રહી બનમેં સો મુરલી અધરધરી રે? એ રાગ.**

મહારાઓ **ખેંગારજી** કેરાં દર્શનથી દુઃખ જાયરે. ટેક
કોટિ સૂર્ય કંદર્પ સરીખું, રૂપ બન્યું છે અથાગ રે;
વિવિધ ભાત આભૂષણ સજિયાં, જરિયનનો પોશાગરે.
મહારાવ૦ ૧
હાર હીરામણિનો ઉર ધાર્યો, કંઠે મોતીમાળરે,
બાંય બાજુબંધ વીંટી હાથે, દીશે ઝાકઝમાળરે. મહારાવ૦ ૨
દિલ ઉલટ ધરી વિદ્યામૃતનું, પાન કર્યુંજ વિશેષરે !
ઉત્તમ સદ્દ્ગુણ સૌ સાંપડિયા, જ્ઞાન મેળવ્યું બેશરે. મહારાવ૦ ૩
નમ્ર વિનયી વળી શાંત સ્વભાવે, બહાદુર બુદ્ધિનિધાનરે;
નીતિમાન વિદ્વાન્ વડાઉર, લેશ નહિઅભિમાનરે. મહારાવ. ૪
દીનજને બંધૂ દયાના સિંધુ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલરે,
ધર્મધુરંધર ગુણ ગંભીર, જનસુખકારી ભૂપાલરે. મહારાવ૦ ૫
પ્રજાતણું હિત અંતર જોને, સદાકાળ દેખાયરે;
સુત વાત્સલ્યભાવથી રક્ષણ કરવા મન હરખાયરે. મહારાવ૦ ૬
અધિક હોંશ હૈયામાં એવી, દેશ બને શ્રીકારરે;
**દયાશંકરે** હરખી અર્પ્યો, નૂતન કવિતા હારરે. મહારાવ૦ ૭

### હરિગીત છંદ.

નિષ્પક્ષપાતે ન્યાય નિર્મળ, પ્રજાનો પ્રેમે કરે,
શાર્દૂલ[1] બકરી એક સ્થળમાં, પાન જળનું આદરે;

---

૧ સિંહ.

પરદુઃખભંજન કાજ વિક્રમના સમી દૃઢતા ધરે,
એવા રૂડા **મહારાવ શ્રી ખેંગારજી** બહાદુર ખરે. ૧
મદ મોહ મત્સર કામ ક્રોધજ, લોભ એ ષટ્ વેરીને,
સમ દમ સુભટને સાથ રાખી કેદ કીધા ઘેરીને;
કર[૨] અલ્પ લેઇ બહુ લાભ દઇ પોષણ પ્રજાનું તો કરે,
એવા રૂડા **મહારાવ શ્રી ખેંગારજી** બહાદુર ખરે. ૨
વિધવિધ સુધારાતણાં વૃક્ષો કચ્છમાં વધવા ઘણાં,
તનમનથકી શ્રમ ખૂબ લેવામાં નથી રાખી મણા;
બહુ લોકહિતનાં કામ કરવા હામ અતિ અંતર ધરે,
એવા રૂડા **મહારાવ શ્રી ખેંગારજી** બહાદુર ખરે. ૩
નિજ અમલની સઘળી પ્રજાને નિત્ય નિરખે નેહથી,
વાત્સલ્યભાવ વિશેષ ધારી ઉદય ઇચ્છે એહથી;
શ્રમ લેઇ બહુ નિજ લક્ષ નિત્યે રાજ્ય કામોમાં ધરે,
એવા રૂડા **મહારાવ શ્રી ખેંગારજી** બહાદુર ખરે. ૪
છે કેળવણીના કૂપ* શ્રી કચ્છભૂપ એમ પ્રમાણિયે,
યદુભાણ§ છે યશખાણ શુંજ વખાણ કરિયે વાણિયે.
રાજ્યાધિકારી દેશિયોમાં પંક્તિ એ પે'લી ધરે,
એવા રૂડા **મહારાવ શ્રી ખેંગારજી** બહાદુર ખરે. ૫

## ગીતિ.

બળ કળ બુદ્ધિશાળી, દિલ મમતાળી પવિત્રતા ભારી;
શું વરણું હું આજે, ટૂંક મતિ નહિ કળી શકે મારી. ૧
**ખેંગારજી** નૃપ શાણા, છો સુખદાતા રંકતણા ભારી;
દિનદિન ચડતી થાજો, દયા ઉમંગે અધિક વિસ્તારી. ૨

---

૨ જકાતવેરો. * કુવા—અર્થાત્ જેમાં ઊંડી કેળવણી છે એવા. § જાદવ વંશના સૂર્ય.

## દોહરો.

ખુદાવંદ ખેંગારજી, કેશરિ-કચ્છ મહાન;
દિન દિન પ્રતિ ચડતી કરો, શંકર દયાનિધાન.

## લાવણી.

સુબ્રહ્મનના રાગની.

મહારાવ દિલ દરિયાવ રાવખેંગારે,
પરિપૂરણ કીધી હોંશ પ્રજાની પ્યારે;—ટેક.
દર્શનનો દુર્લભ લાભ દિવ્ય તો દીધો,
નિજ અંતરનો વળી પ્રેમ પ્રગટ બહુ કીધો.
યદુવંશ[1] વડો અવતંશ[2] દીપાવ્યો ભારી,
લઘુ[3] વયથી લીધી કેળવણી સુખકારી;
ધરી દેશસુધારાતણી હોંશ હિયભારે, મહારાવ. ૧
છે નીતિવંત અત્યંત ન્યાયી પણ પૂરા,
જે યુદ્ધ પ્રસંગે પાર્થસમા[4] છે શૂરા;
દાતાર કર્ણ[5] નિરધાર યુધિષ્ઠિર ધર્મે,
વળી ભીષ્મપિતા જ્યમ ખરા ક્ષત્રીને કર્મે.
ઉલટાવ્યો ઉદધી[6] હર્ષતણો આ વારે, મહારાવ. ૨
ઉત્તમ અનુભવ સંગાથ ચાતુરી સારી,
પામ્યા પંડે પ્રખ્યાત હોંશ બહુ ધારી;
વિદ્યામૃતકેરૂં પાન વિશેષે કીધું,
કરી દેશાટન બહુ દેશ જ્ઞાન શુભ લીધું.
કરી મુલાકાત બહુ યોગ્ય નરોની હારે. મહારાવ. ૩
બહુ વિકટ કર્મ જે રાજકાજ કરવાનું,

---

૧ જાદવવંશ. ૨ ઊંજ્યો. ૩ નાની ઉમર. ૪ અર્જુન.
૫ કુંતીપુત્ર કરણ રાજા. ૬ સમુદ્ર.

"રંજન રૈયતને કરી ચિત્ત હરવાનું."
તે યોગ્ય થવાને યોગ્ય યોગ્યતા પામ્યા,
જેથી જગમાં જશપુંજ[1] આપના જામ્યા.
રૈયત સુખકારી કાર્ય કર્યાં છે ભારે,
**મહારાવ** દિલ દરિયાવ રાવ **ખેંગારે.** ૪

## સવૈયો એકત્રીશો.

રવિમંડળમાં રવિ[2] વિચરેછે, નિજ ગૃહગણુની[3] સાથે જેમ,
રાજ્યમંડળી આપતણી સૌ, સાથે આજ પધાર્યા એમ.
પ્રજાસ્થિતિ પ્રત્યક્ષ નિરખવા, પધારિયા કચ્છના મહારાજ;
ઘણી ખમા **ખેંગારજી** બહાદુર, ઉચરે આલમ એક અવાજ. ૧

## દોહરા.

ઘણી ખમા **ખેંગારજી,** ખમા **યદુ**કુલભાણુ;
ખમા ખમા **મહારાવને,** ખમા ચતુર સુજાણુ.
ચિરંજીવ **મહારાવ શ્રી, ખુદાવંદ ખેંગાર;**
રાજતેજ ઋદ્ધિ વધો, જન ઉચરે જયકાર.
**રાવ કચ્છના** ને પ્રજા, પરસ્પરે બહુ પ્રેમ;
ધારી નિજ અંતર વિષે, રહો સદાએ ક્ષેમ.
સુખ સંપતિ દંપતિ લહો, દિન દિન વધતા લાવ;
**દયાશંકરે** હર્ષીને, વદી આશિષ ધરી ભાવ.

## કન્યાઓ સારૂ.

### ગરબી-ધનાશ્રીની.

મ્હારાજે અમપર આજ, મ્હેર અતિ કીધી;
દુર્લભ દર્શનનો લાભ, દૈ તસ્દી લીધી. મહારાજે૦ ટેક.
કમળ ફૂલે જ્યમ રવિ દર્શનથી, પોયણી દેખી ચંદરે;
આ નગરીનાં વૃંદ વસ્તીનાં, પામે ત્યમ આનંદ. મ્હેર અતિ. ૧

---

૧ ઢગલા. ૨ સૂર્ય. ૩ ગૃહના જથો.

સાગર શશિદર્શનને ઈચ્છે, ત્યમ સર્વે નરનારરે;
પ્રતિ ધામથી ધાયાં આણી, ઉલટ ઉર અપાર. મ્હેર૦ ૨
પરમ દયાળુ, બહુ મમતાળુ, સદ્ગુણધારી નરેશરે;
લઘુ વયમાં વિદ્યાગુણ પામી, ખામીં ન રાખી લેશ. મ્હેર૦ ૩
રાજપિતાના લાયક સદ્ગુણ, મેળવિયા ગુણધીરરે;
મૃગયા કસરત ન્યાયનિપુણથૈ, બન્યા બહુ શૂરવીર. મ્હેર૦ ૪
જગદીશ્વરને પ્રણમી પ્રીતે, કરિયે એ ઉચ્ચારરે;
હાલત અમ અબળા જાતિની, કરો સદા શ્રીકાર. મ્હેર૦ ૫
મહારાવ **ખેંગારજી** કેરો, થજો સદા જયકારરે;
સુખ સંપતિ અતિ ઈશ્વિર આપો, **દયાશંકર** નિરધાર. મ્હેર૦ ૬

## ગરબો.

"રઘુપતિ રામ હૃદયમાં રે'જોરે.–એ રાગ.

સહુ બેનોં આજ હર્ષે આવોરે, **કચ્છાધીશ** મોતીએ વધાવો;
મહારાજા. ટેક.
જુવો **ખેંગાર** બ્હાદુર બંકારે, શત્રુ ઉરમાં ધરે જેની શંકારે;
જગેં જામ્યા જેના જશડંકા, સહુ૦ ૧
બહુ જીવે પ્રજા પ્રતિપાળરે, નિત રૈયતની લે જે ભાળરે;
પ્રજા પાળે ગણી નિજ બાળ. સહુ૦ ૨
ન્યાય નીતિની રીતિ છે સારીરે, વસ્તુંડાંપણ દિલ દીસે ભારીરે;
તે સૌ રૈયતને સુખકારી. સહુ૦ ૩
કામ ક્રોધ આર વશ કીધારે, ઉચ્ચ સદ્ગુણ દર્શાવી દીધારે;
**રામ** રાજ્યના લાવા લીધા. સહુ૦ ૪
મંત્રીમંડળ રાખ્યું તપાશીરે, છે જે અધિક વિદ્યાનું વિલાષીરે:
ખ્યાતી ખાસી જગતમાં પ્રકાશી. સહુ૦ ૫
સદા અચળ તપો તમ રાજરે, થાય પૂરણ ઇચ્છિત કાજરે;
બાળા આશિષ આપીયે આજ. સહુ૦ ૬

જગ ઉજ્વળ કીરતી જામોરે, ખાત આલતણું સુખ પામોરે;
દયાશંકર કે' દુખ વામો. સદુ૦ ૭

### રાસડો.

અમદાવાદ નામે આજ શેરૂ છે સાઇરે.—એ રાગ.

ભડ ભુજનગરીના ભૂપ, જશ બહુ જામોરે;
વધો દિનદિન અધિક પ્રતાપ, સુખ સૌ પામોરે. ટેક.
યદુવંશ ઉજાગર આપ, નોતમ નાગર છો;
વળી વિદ્યા વિનય વિવેક, સહૂગુણ સાગર છો.—
છે ન્યાય નીતિની ટેક, જન હિતકારીરે;
આનંદે મન ઉભરાય, નિરખી ભારીરે.
છો કેળવણીના કૂપ, ભુજ ભૂપ ભારીરે;
સદ્ધર્મતણાજ સ્વરૂપ, મંગલકારીરે.
રહો અવિચળ આ તમ રાજ, બહુ સુખકારીરે,
દે રૈયત આશીર્વાદ, પ્રતિદિન ભારીરે.
હે ઇશ ! અરજ મુજ દિલમાંહી ધરજોરે;
મહારાવ ખેંગાર સહાય, નિશદિન કરજોરે.
કહે દયાશંકર કર જોડી, દુઃખ હરનારારે;
રહો અવિચલ શ્રીખેંગાર, ભૂપ અમારારે.

---

## જાહેર ખબરમાં છાપેલાં પુસ્તક સંબંધે કેટલાક અભિપ્રાયો.

### શબ્દાર્થ કોષ વિષે.

મે. રા. રા. રા. બા. **ગોપાળજી સુરભાઈ** કાઠિઆ-વાડના **માજી આ. એ. ઇ. સાહેબ** તરફથી

તા. ૧૮-૧૨-૮૬

તમારા લખવા પ્રમાણે તેમાંના (**શબ્દાર્થ** કોષના) ત્રણ પ્રકરણો વાંચતાં તમે કઠણ શબ્દોનાં મૂળ પર્યાય, તથા વિ-શેષ સમજણ ઘણી સારી આપી છે તેથી તે **શીખનાર** તથા **શીખવનારને** તે ગ્રંથ ઘણો **ઉપયોગી** થશે એમ જણાયછે.

× × ×

આગળની પેઠે છૂટ હોત તો જરૂર એ **ઉપયોગી ચો-પડીની** ઘણી **પ્રતો** ખપત ખરી.

**તમે આ ચોપડી બનાવવામાં ઘણી સારી પદ્ધ-તિ** વાપરી છે એથી જણાય છે કે **તમે ઘણા શોધક અ-ને ભાષામાં સારૂં જ્ઞાન ધરાવોછો.**

લી. **ગોપાળજી સુરભાઇ.**

---

રા. રા. **નવલરામ લક્ષ્મીરામ**

એ. ગૂ. શા. પત્રનો અભિપ્રાય.—

ગૂજરાતશાળા પત્ર પુ. ૨૬. આગષ્ટ સન ૧૮૮૭

અંક ૮ પૃષ્ટ. ૧૭૫.

**શબ્દાર્થ** કોષ—( હિંદલોકના ટૂંકા ઇતિહાસનો ) **સ-**

ખનાર **દયાશંકર શામજી,** ત્રવાડી તાલુકાસ્કુલ માસ્તર અંજાર કચ્છ. **શબ્દોની વ્યુત્પત્તિ, પર્યાય** તથા **સમજુતી આપવા પાછળ સારી મેહેનત લીધેલી** જણાય છે અને અમે ધારિયે છિયે કે **જે મહેતાજીઓને હંટરકૃત ઇતિહાસ શીખવવો હાલ મુશ્કેલ થઇ પડ્યો છે તેને એ જરૂરી તથા કીમતી મદદ આપશે.**

બુદ્ધિપ્રકાશ જાનેવારી ૧૮૮૭ પુસ્તક ૩૪ મું અંક ૧. પૃ. ૨૧

૩ "હિંદ લોકોના ટુંકા ઇતિહાસનો શબ્દાર્થકોષ." લખનાર અંજાર તાલૂકા સ્કૂલમાસ્તર **દયાશંકર શામજી ત્રિપાઠી** ડેમી આરપેજી પૃષ્ટ ૮૨, કીમત સાડાછઆના. હંટરકૃત હિંદલોકના ઇતિહાસના ગૂજરાતી ભાષાંતરનું પુસ્તક સરકાર તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે અને તે નિશાળોમાં શીખવવામાં આવેછે. એ પુસ્તકમાં કેટલાક શબ્દો એવા છે કે નીચલાં ધોરણ શીખનારને ઝટ સમજાય નહિ તેવા શબ્દોના અર્થ, વ્યુત્પત્તિ અને સમજુતી આ પુસ્તકમાં છે. પ્રકરણવાર વિષય લેઇ તે વિષયમાં એવા જે શબ્દો આ કોષકારને જણાયા તે દાખલ કરેલા છે તેથી જોનારને સારી સુગમતા પડે તેવું છે. નિશાળમાં શિખવવાનાં પુસ્તકોમાં આવતા શબ્દોના અર્થ વગેરે શિક્ષકોએ નિશાળીઆને તેમની નોટબૂકમાં લખાવવા જોઇએ. આવા કોષને આધારે રેહેવું જોઇએ નહિ પરંતુ જે મેહેતાજીઓ પ્રમાદથી અથવા ઓછા જ્ઞાનથી તેમ કરી શકતા ના હોય તેમને આવાં પુસ્તક ઘણાં કામનાં થઇ પડે. નિશાળોની લાઇબ્રેરીઓમાં આવા કોષનો સંગ્રહ રેહેવો જોઇએ. બનાવનાર પાસેથી આ પુસ્તક મળશે.

---

# કચ્છ શાળોપયોગી દેશીહિસાબ તથા કોષ્ટકાવળી વિષે અભિપ્રાયો.

રા. રા માંડવી કસ્ટમ દરોગા **જેશંકર દલપતરામ** તરફથી,

માંડવી સં. ૧૯૫૨ ના અશાડ શુદ ૪.

વિનયસંપન્ન રા. રા. મેહેરબાન દયાશંકરભાઇની સેવામાં,

વિનંતિ કે આપની અમૂલ્ય ભેટ પોતી છે. આપ કેળવણીખાતા ઉપર મમતાળુ નિઘેબાની રાખવા ઉપરાંત આવા ગ્રંથો માર્ગે પણ દેશની સેવા બજાવો છો એ વિદ્વાનુવર્ગના અગ્રેસરને છાજતું છે. વિદ્વાનની ખૂબી વર્ણન કરવા માત્ર કવિજ શક્તિમાન હોય એટલે મારા જેવાએ તેવી કોશેષ કરવી તે હાસ્યજનક થવાની દેહેશત ઉપજાવેછે એટલે તે બાબતમાં મૌન્ય ઉત્તમ છે.

---

માંડવી તા. ૭ મી જુલાઈ ૯૪

સદ્ગુણ સંપન્ન પ્રીય ભાઇ દયાશંકર.

તમે કૃપા કરી તમારાં રચેલાં પુસ્તક (૧ કોષ્ટકાવળી, દેશીહિસાબ ભાગ ૧ લો તથા બીજો,) મૂકયાં તે પોહોચ્યાં, **કોષ્ટકાવળીમાં** તમારાં ઈન્સ્પેકશન દરમીયાન તમે જૂદે જૂદે ઠેકાણે જે તોલ માપ છે તે દાખલ કરી–તેને–વિશેષ ઉપયોગી કરી છે. **દેશીહિસાબમાં** પણ દરેક રીતો તમારા સ્વાનુભવથી નાંખેલી છે એમ તમારો **કેળવણીખાતામાં** પ્રારંભથી આજ પર્યંત ઉત્સાહ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો પ્રદર્શીત કરો છો તે ઘટિત છે.

ખુશી રહો એમ સદા ચહાનાર

**ચત્રભુજ શિવજી**

ના પ્રણામ

# શ્રી શિવરાજબાવની વિષેના અભિપ્રાયો.

## મે. રા. બા. હરગોવિંદદાસ ભાઇનો અભિપ્રાય.

મુ. પાટણ તા. ૪–૪–૯૩

**રા. રા. સાક્ષર પ્રાણજીવન મોરારજી,**

આપનો પત્ર તથા બે પ્રત શ્રી **શિવાજીરાજ બાવની**ની પહોંચી × **બાવની**નાં છૂટક કવિત મારા વાંચવામાં આવ્યાં હતાં × × આપના તરફથી સંશોધન થઇ ટીકા સહિત **આખી બાવની** અનુક્રમવાર છપાઈ તે ઘણું સારૂં થયું છે તેમ તેમાં કવિરાજનું ચરિત્ર તથા **મહારાજ શિવાજીરાજ** વિષે એજ કવિની બીજી છૂટક કવિતા પણ અપાઇ છે, તેથી પુસ્તકના ઉપયોગીપણામાં વધારો થયો છે. **બાવની** આખા હિંદુસ્તાનમાં જાણીતી છે તેથી તેનાં વખાણ કરવાની જરૂર નથી. એની પ્રત ૪૦ કેળવણી ખાતે લેવાનો ઠરાવ થયો છે તે મોકલવા આપને રીતસર લખાઇ જશે.

લી.

**હરગોવિંદદાસ દ્વારકાંદાસ.**

---

કવીશ્વર **દલપતરામ ડાહ્યાભાઇ**નો અભીપ્રાય.

**અમદાવાદ**થી લી. ક. **દલપતરામ ડાહ્યા**ભાઇના નમસ્કાર. વિ. આપની તરફથી **શિવરાજબાવની**ની ચોપડી ભેટ આવી તે પોહોચી છે, હું એ બાવન કવિત વાસ્તે ઘણાં વરસ થયાં શોધ કરતો હતો પણ મને મળતાં નહોતાં. આપે ઘણી મેહેનત કરીને તે બાવન કવિત મેળવીને પ્રસિદ્ધ કર્યાં તે ઘણું સારૂં કામ કર્યું છે. આપને ધન્ય છે અને **મહારાવ**

સાહેબ આવાં શુભ કામને ઉત્તજન આપેછે તેથી તેઓ સાહેબને અતિશે ધન્ય છે. શ્રી પરમેશ્વર મહારાવ સાહેબને તથા આપને લાંબુ આયુષ્ય આપે.

તા. ૪-૪-૯૩ લી. દલપતરામ ડાહ્યાભાઈ.

---

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. બી. એ.

યુવરાજ મહારાજ માધુભા સાહેબના

ઇંગ્રેજી ટયૂટર સાહેબનો અભિપ્રાય.

અમદાવાદ તા. ૨૨ મે ૧૮૯૩.

પ્રથમ શિવરાજભાવનીરૂપ ઉપહાર ને પછી પત્ર રૂપે આશીર્વાદ મેળવી આપનો હું દ્વિગુણિત આભારી થયો છું. ભૂખણ કવિની કવિતાનાં વખાણ કરવાં તે તો સૂરજને દીપમાળથી દીપાવવા જેવું છે. મુખપાઠથી વિકાર પામેલાં કવિત આપે સંસ્કારયુક્ત કરી છપાવવાનું હાથ લીધું એ બહુ પ્રશસ્ત તેમજ ઉદાર કૃત્ય છે. છુટક છુટક આપે જે ટીકા આપી છે. તે હિંદુસ્તાની કવિતાથી અજાણ્યા માણસને ભૂખણની ભાષા સમજવામાં મદદગાર થાય એમ છે.

લી. આધીન કેશવ. હ. ધ્રુવ.

---

કચ્છ **માંડવી ઇંગ્લિસ** સ્કૂલના **હેડ માસ્તર સાહેબ.**

રા રા. **ચતુર્ભુજ શિવજીનો અભિપ્રાય.**

**માંડવી** ચૈત્રવદ ૧૪ સં. ૧૯૪૯. અભિપ્રાય.

વિવેક સંપન્ન પરમપ્રિય સદ્‌ગુણાલંકૃત મહારાજ ત્રિપાઠી
વેદમૂર્ત્તિ **પ્રાણજીવનભાઈની** સેવામાં,—

આપે મને આપની પ્રગટ કરેલી **શિવરાજબાવનીની** ૧ પ્રત મોકલી ઉપકૃત કર્યો છે.

**મહારાજા શિવાજી**ની બહાદુરી જગપ્રસિદ્ધ, છે પ-રંતુ તેવા મહાન્ પુરૂષોના જે વિરલા ગુણો હોય છે તેનું તાદૃશરૂપ ગદ્યથી કે પદ્યથી બતાવવામાં શક્તિ અને ચાતુ-ર્યની બહુ જરૂર છે. ગદ્યમાં બતાવવું એ એક મનોહર વ-સ્તુનું સ્વાભાવિક રૂપ છે, પરંતુ તેને શૃંગાર આપી મધુર વચનોથી શોભાવી ગુણગ્રાહી સજ્જનો પાસે રજુ કરવું એ કળાનું કામ છે. પછી તે ચિત્ર રચનારની કુદરત પ્રમા-ણે ચમકી નીકળેછે. તમે વિદ્યા સંબંધી બાબતોમાં શારી-રિક અને માનસિક શ્રમ લ્યો છો એ સ્તુત્ય છે.

આપની પ્રીતિરૂપી નીરનો તરસ્યો.

**ચતુરભુજ શિવજીના દા.**

પ્ર. વાંચશો.